# રોપકારી પુરૂષ

યાને

## ડંભદાસનું રાજીનામું.




:: અનુવાદક ::

ધીરજલાલ ચીમનલાલ દેસાઇ.

મુંબઇ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ ઇનામ
તથા લાયબ્રેરી પુસ્તક તરીકે મંજુર કરેલું.

# પરોપકારી પુરૂષ

યાને

## દંભદાસનું રાજીનામું

એક રમ્ય પંચાંકી આખ્યાન



"Inherent goodness seems most strange"

સ્વાભાવિક સજનતાનું સ્વરૂપ અતિ વિચિત્ર ભાસે છે.

બીજી આવૃત્તિ                પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૪.                સને ૧૯૨૮.

અનુવાદક
તથા પ્રસિદ્ધ કર્તા
ધીરજલાલ ચીમનલાલ દેસાઇ.

કીંમત બાર આના.

# અનુક્રમણિકા

# અનુક્રમણિકા,

| વિષય | પાનું |
| --- | --- |






# નિવેદન.

આ પુસ્તક પ્રખ્યાત અંગ્રેજ કવિ "ગોલ્ડસ્મિથ"ની એક સુંદર કૃતિ નામે "ગુડ નેચર્ડ મેન"નો ગુર્જર ગીરામાં અનુવાદ છે. મૂળ અંગ્રેજી પુસ્તક કેટલીક આગળ વધેલી શાળાઓમાં તથા પાઠશાળાઓમાં પાઠય પુસ્તક તરીકે ઘણીવેળા શીખવવામાં આવે છે, એમાં એવો તો રસ ભરેલો છે કે તે એક વાર વાંચ્યા પછી ફરી ફરી વાંચવા ઇચ્છા થાય છે. આવા આખ્યાનોના પાશ્ચિમાત્ય દેશોમાં બે મોટા વિભાગ પાડવામાં આવ્યા છે. હર્ષાન્ત અને શોકાન્તઃ તેમાં આ હર્ષાન્ત આખ્યાનના વર્ગમાં આવે છે અને એ વિભાગ આપણા શાસ્ત્ર કારોએ પણ માન્ય કરેલો છે.

આ આખ્યાન ગુર્જરગીરામાં ઉતારવાની પ્રથમ શરૂઆત સને ૧૯૦૧ની સાલમાં થઇ હતી, તે પછી ઘણા સમય સુધી પ્રસિદ્ધ કરવાની ઉત્કટ ઇચ્છા ન હોવાથી પડી રહેલું. તે દરમ્યાન ઘણા રસિક જનોના વાંચવામા આવ્યું; તેમ કરતાં તેની એક હસ્ત લીખીત પ્રત ગુમ થઇ, અને તેનો કાંઇ ગેર ઉપયોગ અન્યથી ન થાય તેવા ઇરાદાથી તે તાત્કાલીક છપાવી દેવાની જરૂર જણાતાં સને ૧૯૧૨માં એક મિત્રની સહાયતાથી ઉતાવળથી છપાવી દેવામાં આવ્યું. કેળવણી ખાતાના નેતા તરફ મોકલતાં તે ઇનામ તથા લાયબ્રરી પુસ્તક તરીકે મંજુર થયું પ્રથમ આવૃત્તિ માં કેટલીક ખામીજણાવાથી તે જાહેરમાં મુકવામા આવ્યુ નહોતું એટલે કોઇપણ પુસ્તક વેચનાર મારફત બજારમાં વેચાયું નથી. ધીમે ધીમે ઇનામ તથા લાયબ્રરી પુસ્તક તરીકે માગણી થતાં છપાયલી પ્રતો ખલાસ થઇ ગઇ અને એ રીતે હાલ આ નવી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

આ નવીન આવત્તિમાં બીજો કાંઇ ખાસ સુધારો વધારો કરવામાં આવ્યો નથી પરંતુ પ્રથમ કરતાં પુસ્તકનું કદ જરા મોટું કરવામાં આવ્યું છે. અને સારા કાગળ વાપરવામાં આવ્યા છે તથા મોટા ટાઇપમાં, વાંચતાં આંખને સહેજ પણ ખેંચવી ન પડે તેવી રીતે છપાવવા તજવીજ રાખી છે. કેટલાક સિધ્ધાંતિ વાકયો તથા બોધ મળે તેવા વચનો મોટા ટાઇપમાં તરત દેખાઇ આવે અને ધ્યાન ખેંચાય તેવી રીતે છપાવ્યા છે.

આ બાળ વૃધ્ધને આ પુસ્તક રસથી વાંચવા જેવું છે અને જે એક વખત, રસથી વાંચશે તે જરૂર ફરી ફરી વાંચવા લલચાશે, એટલુંજ નહી પણ જયારે જયારે શાળા પાઠશાળામાં મુળ અંગ્રેજી પુસ્તક પાઠય પુસ્તક તરીકે શીખવાનું હશે, ત્યારે ત્યારે આ ગુજરાતિ વિદ્યાર્થિ વર્ગને ખાસ ઉપયોગી થઇ પડે તેવું છે, અને જે અંગ્રેજી જાણનારને ગુજરાતિ સારૂં શીખવાની ઇચ્છા હોય તેને અવશ્ય વાંચવા જેવું થઈ પડે એવો હેતુ પણ રાખવામાં આવ્યો છે. સુજ્ઞ વાંચનાર જોઇ શકશે કે આ આખ્યાનના કેટલાક પાત્રજનના નામો "यथा नामा तथा गुणा" એ સિદ્ધાંત અનુસાર રાખવામાં આવ્યા છે.

આશા છે કે આ નવિન આવૃત્તિ વિદ્યાર્થિઓને, સુજ્ઞ વાંચક વર્ગને તથા ગુર્જરગીરાના પરદેશી અભ્યાસી તથા રસ લેનારને ઉપયોગી તથા બે ઘડી વિનોદદાયી થઈ પડશે, અને તેમ થાય તો જ અનુવાદકને તેનો શ્રમ સફળ માનવાનું કારણ રહેશે. આજ પુસ્તકના ભરત વાકયની છેલ્લી બે લીટી અત્રે ઉતારી આ નિવેદન સમાપ્ત કરીશું.

"દીપ દેજો જયાં ઘટે,
શાન્તે ભલા જયાં થઇ શકો;

પરોપકારી પુરૂષ પણ,

વાંચક વિવેચક સહુ થજો."

વિરમગામ.
અશોક ષષ્ઠી,
ચૈત્ર શુકલ પક્ષ સંવત
૧૯૮૪ તા. ૨૭-૩-૨૮.
મંગળવાર

ધીરજલાલ ચીમનલાલ દેસાઇ.

આમોદ



# પાત્રજન.

## (પુરૂષવર્ગ.)

મધુવન...પ્રસ્થાન પુરના એક શ્રીમાન ગ્રહસ્થ

સુધાનંદ...શ્રીમાન મધુવનના કાકા.

બળતારામ ... શ્રીમાન મધુવનના એક મિત્ર

લલુતારામ....બળતારામનો પુત્ર

દંભદાસ...બળતારામનો મિત્ર

દુર્ભાગસિંહ....દંભદાસનો મંત્રી

જેમલ...શ્રીમાન મધુવનનો જુનો નોકર

ધનલાભ...બેલીફ

ફરીદખાન ...સીપાઇ

રસોઇઓ, પગી, નોકર, છોકરો વિગેરે

## (સ્ત્રી વર્ગ)

ભુલક્ષ્મી....બળતારામના વાંલી પણામાં રહેલી સગીર દ્રવ્યવાન કન્યા.

વસુદા...બળતારામને ત્યાં આવેલી કુમારીકા.

બહુસ્મિતા....બળતારામની સ્ત્રી.

ગુલબા....ભુલક્ષ્મિની દાસી.

ધર્મશાળાની રખેવાળ વિગેરે.

# નાન્દિ.

જીવન એજ ઉપાડતુ ચિતરાગ સર્વે છોડીને,
'સામાન્ય શ્રમ જન સર્વને' એ વાતને અવલોકિને,
શાંત રીતે શરણુ થઇ પ્રવૃત્તિ માર્ગે જાય છે,
સંસારને વ્હેવારના દુઃખ અર્ધ જ્યાં વિસરાયછે. ૧

ખટપટ તણો છે સમય આ ચિંતા ફ્રરંતી ચોગમે,
દોષ દેશો કોઇના આતુર કવિ કદિ ત્યાં ભમે,
સબળસાથી સાથમાં વિધિ બળે ઉન્નત થવું.
મોટા તણા સાથી થયાતો સહન પણ કરવું ઘણું. ૨

રાજય સેવક વળી લેખક એક ચિંતા ઉર ધરે,
પ્રજા અને વાંચક જનોના મન મનાવા એઉમથે,
ઉદ્યોગ ઉભય આદરે સત્તા અને યશ કારણે,
તેજ આશા, તેજ શંકા. તેજ મંછા મન ધરે, ૩

સામે થવા, છોડી જવા, એ કોઇની શકિત નથી,
વાંકાં વચન સુણતાં છતાં બોલાય નવ મુખથીજરી,
સમજ વિના બબડાટ કરતા ઘણા જણા બહુ કોધમાં
પંજર પડેલા સિંહને કુતરા ભસે જયમ શોકમાં. ૪

રાજ્યના સેવક કહિ સાધન અને સંપત્તિથી,
ખુશી કરે જન સર્વને એમાં નવાઇ તો નથી,
ગરીબ બિચારા કવિજનો વાણિ જડંતા વિનવશે;
પોતા તણી પાસે નથી દ્રવ્ય અન્યને શું આપશે. ૫

વેચે વિચારો જે નહિ તે તોલ આનો તોલશે,
એમ જાણી આ કવિ કદી કોથલી નવ ખોલશે,
હસે પ્રશંસા પાત્ર આ થાઓ પ્રશંસા તો ભલે,
સોંપણ કરૂ શંકા વિના ગુણને અને તમને હવે. ૬



## અંક ૧ લો.



સ્થળઃ પ્રસ્થાનપુરમાં શ્રીમાન મધુવન શેઠના મકાનનો એક ખંડ.

શ્રીમાન સુધાનંદ તથા જેમલ વાતો કરતા પ્રવેશ કરે છે.

સુધાનંદઃ ભલા જેમલ, તારા સ્વતંત્ર પણ સત્ય વચનને ક્ષમાની જરૂર નથી. તારી નિમકહલાલી એજ એનો બદલો.

જેમલઃ મારાથી તોછડા તો શું પણ સાહેબ ગુસ્સે થયા શિવાય રહેવાતું નથી. તમે–આવા ભલા અને લાયક ગૃહસ્થ તમારા ભત્રીજા અને મારા શેઠને–વારસામાંથી બાતલ કરવા ધારો છો ? બધી દુનીઆ તેને ચાહે છે.

સુધાનંદઃ અલ્યા જેમલ, તું ભુલ્યો ! એમજ કહેને કે એ બધી દુનીઆને ચાહે છે. એજ એની ખામી.

જેમલ: એમણે નાનપણથી તમને જોયા નથી તોપણ મારી તો ખાત્રીજ છે કે તમારા કરતાં કોઇ તરફ તેમનું હેત વધારે નથી.

સુધાનંદ: તેનો સ્નેહ મારા પ્રત્યે હોય કે નહી તેથી શું ? જે હૃદય ઠગ અને છેલ જેવા માટે હીત ધરાવતું હોય ત્યાં મને જગ્યા મળે તેમાં મારે ફુલાવાનું શું ?

જેમલ। હું કબુલ કરૂં છું કે એ અતિશય ભોળા—ભલા છે. દરેક માણુસ સારૂ તેમને લાગણી છે. આ પળે તે એક સાથે આનંદ કરે, તો બીજીજ પળે બીજા સાથે આંસુ સારે. પણ વારૂ એ બધી શીખવણી કોની?

સુધાનંદ: ખરેખર મારી તો નહીજ. બંગ દેશથી લખેલા મારા પત્રો એની ભુલને સબળ ન કરતાં એને સુધારે તેવા હતા

જેમલ: શેઠ, તમારી માફી માગી મારે કહેવું પડે છે કે, તમારા કાગળોથી તો ભાગ્યેજ એ કાંઇ શીખ્યા હશે; ઉલટા એમને ભમાવવામાં તો તે કાંઇક સાધનભુત થયા હશે. તમારી શીખામણ જ્યાં સુધી કાગળમાં હતી ત્યાં સુધીજ ઠીક હતી અમલમાં તો તે અવળીજ નીવડતી. જયારે જ્યારે એ વિષે વાત નીકળતી, ત્યારે ત્યારે હું તો ચેતી જતો, કે મૂર્ખ બનવાનો પ્રસંગ પાસે હતો.

સુધાનંદ: તો પણ મારે કહેવું જોઈએ કે મારી શીખામણથી તે કાંઇ પણ વાંકમાં સપડાયો હોય એમ બન્યું નથી; નહી, જેમલ! એનો ભલો સ્વભાવ કાંઇ સુપાત્રોને સુખી કરવાનો નથી, પણ માગણીઆતોની સામે થવાની અશક્તિને લીધે છે.

જેમલ: એનું કારણ તો હું કંઈ કળી શકતો નથી. પણ જે કોઇ એમના પ્રસાદની આશા કરે છે તે તે પામે તો છે.

સુધાનંદ: અરે! બિનઆશાવાનંને પણ એનો પ્રસાદ તો મળવાનોજ! હાલ કેટલોક વખત થયા એના ઢંગ હું છાનોમાનો જોયા કરૂં છું, તેથી મને તો જણાયું છે કે ભાઇના ઉડાઉપણાને હદ હોય તો એમની મુર્ખાઇને પણ હોય.

જેમલ: તોપણ તે દરેકનાં એમની પાસે જુદાં જુદાં નામો ભરેલાંજ છે! ઉડાઉપણું એ એમની ઉદારતા! અને સઉ કોઇનો વિશ્વાસ એ એમના મનથી વિશ્વનું કલ્યાણ કરવાનો મોટામાં મોટો માર્ગ! ગયેજ અઠવાડીયે જેનું મોઢું સરખું જોયું નથી તેવા માણસના ભાઇ જામીન થઇ બેઠા છે, ને એ કામને પોતે મહાન પરોપકારનું કાર્ય ગણે છે. ખરેખર, એ બાબતને મહાન પરોપકાર એ નામ આપનાર પણ પોતેજ છે.

સુધાનંદ: એ ઠેકાણે આવે એમ જણાતુ તો નથી, તોપણ એક છેલ્લો પ્રયત્ન કરવા ધારૂંછું અને તેં જે હકીકત કહી તે ઉપરજ મેં બધી રચના રચી છે. તે માણસ ન્હાસી ગયો છે અને એની જામીનગીરી મેં લીધી છે. હવે મારો વિચાર તેને ખોટા સંતાપમાં ઉતારવાનો છે. જેથી ભવિષ્યમાં એ મોટી આપત્તિમાંથી બચવાનું શીખી આવી પારકી પીડા વહોરે નહી. એજ લેણાને સારૂ એને સપડાવવો, એનેજ ઘેર એની પાછળ કોરટના માણસ મુકવાં, અને એ ગુંચવણમાંથી મુક્ત કરવા એના કયા મિત્રો આવે છે તે એને બતાવી આપવું.

જેમલ: જો હું એમનો પિત્તો ખસેલો જોઉં, તો તો એમનો દરેક બોલ ગાયનરૂપ માની લઉં. શેઠ, મારી તો ખાત્રીજ છે કે એમ ભાગ્યેજ બનશે. આજ ત્રણ ત્રણ વર્ષ થયાં મેં એમને ચીડવવામાં કાંઇ કચ્ચાશ રાખી નથી તોપણ જેવા ઠંડે કલેજે તે હજામત કરાવવા બેસે છે તેવાજ

મારા સઘળા કડવા વેણુ ગુસ્સે થયા વિના શાંતિથી સાંભળે છે.

**સુધાનંદ:** તેમ છતાં જેમલ, આપણે એક વખત ફરીથી એને કસી તો જોઈએ. હું હવે મારા વિચારનો અમલ કરવા જાઉ છું અને તું પાસે છે એટલે પ્રત્યક્ષ જણાયા વિના એના દરેક વિચાર જાણુતો રહીશ. હું તો તેથી મારી ધારણામાં સફળ થવાની આશા રાખુ છું. જેમલ, બીજાનું ભલું કરતાં માણુસ પોતાને ભુલી જાય, અને તેને ઠેકાણે આણુવો પડે, એ કેટલું દયાજનક છે! તેમ છતાં એના મનની નબળાઇ સુધારવામાં આપણે બહુ સખતાઇ વાપરવી નહિ. અમીરાઈની સંગે એવા કેટલાક છંદો રહેલા છે કે, જેનો નાશ કરવા જતા જે સદ્‌ગુણુના તે અનુસંગી હોય તેને હાનિ પહોંચવાનો સંભવ રહે છે.

( શ્રીમાન સુધાનંદ જાય છે. )

**જેમલ:** (એકલો) સુધાનંદ! ભલે તું તારા મનનું સુજચું કર! દુનીઆ તને ડાહ્યો કહે છે તે કાંઈ કારણુ વિના નહિ હોય. પણુ આ એમના આશાપૂર્ણ ભત્રીજા આવ્યા! વિચિત્ર, ભલા, મૂરખ, ભોળા હૃદયના. આ બધું છતાં એમના છંદો એવા છે કે તેને લીધેજ સઉ કોઇ એમને વધારે ચાહે છે.

( શ્રીમાન મધુવન આવે છે. )

**મધુવન:** અલ્યા જેમલ, આજ સવારે મારા મિત્રો તરફના શા સમાચાર છે?

**જેમલ:** ભાઇ સાહેબ તમારે વળી મિત્રોજ કયાં છે?

**મધુવન:** ત્યારે મારા ઓળખીતાઓ તરફના?

જેમલ: (યાદીઓ કાઢીને) હંમેશની માફક થોડાક સતકાર પત્રો છે. આજ માત્ર તેજ છે. બીજું કાંઈજ નથી. લ્યો આ. આ તમારા દરજીની યાદી, ને આ રેશમી કાપડવાળાની; આ તમારા વકીલનું ટીપ્પણ, અને આ તમારા સાંકડીશેરીના બટકા દલાલનું; એણે વળી કહાવ્યું છે કે તમારા પઈસા પાછા મેળવતાં એને બહુ આપદા પડે છે.

મધુવન: તેતો કોણ જાણે, પણ એની પાસે પઇસા કહડાવતાં અમારી ગુંચવણનો તો પાર નહોતો.

જેમલ: તે તો ધીરજ ખોઇ બેઠો છે.

મધુવન: અરે! ત્યારે તો એણે એક ઘણી સારી ચીજ ગુમાવી.

જેમલ: પગથીઆ પોળના પેલા ગરીબ માણસ તથા તેના છોકરાને મોકલવાના રૂપીઆ દસ તો છે. હું ધારૂંછું કે તેથી થોડા દીવસ તે ચુપ રહેશે.

મધુવન: પણ અલ્યા જેમલ, પેલા ગરીબ લોક ત્યારે શું ખાશે? એ દલાલ ઉઘરાણી કર્યા કરે તેથી ગરીબો પ્રત્યે મારે નિર્દય થવું? માત્ર તેના લોભને લીધે એ બિચારાઓને અસહ્ય દુઃખ વેઠવા દેવું?

જેમલ: અરે શેઠ, હું તો એટલુંજ કહું છું કે, તમે પોતાને તમારી જાતને, શી રીતે બચાવશો? હું ચોગરદમ ગોટાળો જોઉં ત્યારે ગુસ્સે ના થાઉં?

મધુવન: તને ભાન ભૂલી જવા ગમે તે કારણ હોય, પણ તું એટલું તો કબુલ કરીશ કે મારે ચિત્ત ઠેકાણે રાખવા દરેક કારણ છે.

જેમલ: આવી સ્થિતિમાં આ પ્રમાણે રહેનાર તમને એકલાનેજ જોયા! બધી રીતે ખોટનોજ વેપાર! પણે પેલી ભૂલક્ષ્મી

અને તેની દોલત તો ગુમાવી ! વળી તે તમારા હરીફને મળે એવી હરેક તઇયારી થઈ રહી છે.

મધુવનઃ હું કોઇનો પ્રતિપક્ષી નથી

જેમલઃ વળી તમારા કાકા બંગદેશથી તમને બિન હકદાર ઠરાવવાનું લખે છે. તમારી દોલત લગભગ ખલાસ થવા આવી છે; રહ્યામાંમાત્ર ઉઘરાણી કરતા માંગનારાઓ, જૂઠાસ્વાર્થી મીત્રો, અને તમારા પુણ્ય પ્રતાપથી બીજે ઠેકાણે રહેવાને અયોગ્ય એવા છકેલા ચાકરો છે તેજ.

મધુવનઃ ત્યારે તો તેમણે મારે ત્યાંજ રહેવું જોઇએ.

જેમલઃ વાહ ભાઈ ! ઠીક ! ! રસોડામાંથી રકાબી ચોરનારને તમે શી શિક્ષા ફરમાવશો ? ચોરી કરતાં મેં એકને નજરો નજર જોયો છે.

મધુવનઃ ચોરી કરતાં ! નજરો નજર ! ! જો હકીકત એમજ હોય તો પગાર પતાવી રસ્તે પાડો.

જેમલઃ રસ્તે પાડ ! એ કુતરાને તો હાલ તુરત કાચી જેલને રસ્તો બતાવવો, ને બધાને દાખલો બેસાડવો હોય તો તો ત્રણ લાકડે લટકાવવો.

મધુવનઃ નહી જેમલ, એણે ચોર્યું એટલીજ ખોટ બસ છે. મનુષ્ય પ્રાણીમાંથી એક ઓછું કરી એ ખોટમાં આપણે ઉમેરો કરવો નથી.

જેમલઃ વાહ ! બહુ મઝાનું ! હમણાં પેલો પગી રસોઈઆ સામે ફરીઆદ કરી ગયો. વળી કહી ગયો કે મને કામ બહુ છે તેથી પગાર વધારો.

મધુવનઃ તે તો ખરૂં છે. વળી આ રસોઇઓ ત્યારે પેલા પગી સામું કાંઇ કહેવા આવતો હશે.

જેમલઃ અરે ભાઈ સાહેબ, રંધવારાથી રાજમંત્રી સુધી બધાયનો એજ શીરસ્તો છે. શેઠ નઠારા, ત્યાં શેઠ સાથે તકરાર; ને શેઠ સારા ત્યાં માંહોમાંહે તકરાર.

( રસોઇઓ ગાંજાની ધુનમાં )

રસોઇઓઃ હું પેલા ગુલામડા છાઠે રહેનાર નઠી. છેટછાબ, ટેને છુટો કડો નહીટો મને જવાડો. માડે એટલુંજ કહેવાનું છે છાબ.

મધુવનઃ બધુ બરાબર અને ચોખ્ખે ચોખ્ખું. પણ ભલા સુંદર ! એનો વાંક શો છે તે તો કહે.

રસોઇઓ એને છેટે....છેટે....પીઇઇ....વાની છેટે....લપ છે. એની છેટે... સોબટમાં મારી નીટી છેટે....બગડે છેટ.

મધુવનઃ હા, હા, હા, ! કેવું મધુરૂ ભાષણુ ?

જેમલઃ વાહ ! તદન મઝાનું !!

રસોઇઓઃ છેટ, છરબટ ઘટે છ. ઘટે....ટે પીઇનાર વિના છેટે....ટે ના ઘટે. છેટે....છેટ હું છેટે પીઠેલાને ઢીકારૂં છ છેટ.

મધુવનઃ ઠીક, ઠીક, સુંદર, હું તારૂ કહેવું બીજી વખત સાંભળીશ. જા હાલ આરામ કર.

જેમલઃ આરામ કરે ! જાયને જહાનમમાં !

રસોઇઓઃ છેટ માફી....જેમલ છેટે માગી કહું છું કે છેટે હું હું સુવાનો નહી ટેમ છેટે જહાનમમાં પણુ જવાનો નહી. છેટે....મારે ભંઢાર સાચવવાનું કામ છે. છેટ હું ભુયલો,

નીચે બળટારામ આવેલા છે. છેટે....ટે કહેવાજ હું ઉપર આવેલો છેટ.

મધુવનઃ ઓ મુરખના સરદાર! ત્યારે તેમને ઉપર કેમ ના લાવ્યો?

રસોઇઓઃ છેટે ઉપર લાવવાનું! છેટે...છેટે ઉપર ને છેટે....છેટ નીચે છેટે બધું સરખુંજ છેટે છેટ.

( રસોઇઓ લથડતો જાય છે. )

જેમલઃ અરે! સવારથી સાંજ સુધી એ ઘરનું એક માણસતો અહીં ખરૂં ને ખરૂંજ. હું ધારૂં છું કે એ અહીં પેલી વાત કરવાજ આવતો હશે. ચિત્રપુરથી એનો છોકરો આવ્યો છે. તેની તથા સગીર ભુલક્ષ્મી જેનો પોતે વાલી છે તેના વિવાહ સબંધની.

મધુવનઃ કદાચ એમ હોય. તે યુવાન બાળા સાથેનો મારો પરિચય બળતારામ જાણે છે તેથી એના મનમાં એવુંજ કાંઇ આવી ગયું છે કે એ બાળા પાસે હું ધારૂ તે કરાવી શકું એમ છે.

જેમલઃ અરે શેઠ, જેટલો સ્નેહ એ બાળાનો તમારા તરફ છે તેટ-લોજ તમે જો તમારી જાત તરફ રાખતા હો તો એવા લગનનો પ્રસંગ આવે કે જેથી આ બધી ગુંચવણુ પતી જાય,

મધુવનઃ સ્નેહ! મારા તરફ!! ખરેખર જેમલ, તું સ્વપ્નુ જુએ છે. મિત્રતા, માત્ર મિત્રભાવના સિવાય મારા પ્રત્યે એ યુવતિનો સંબંધ કોઇ પણુ પ્રકારથી જાદે નથી. હું જાણું છું કે એ સુંદરીનું લાવણ્ય કોઇ પણુ હૃદયને ઉશ્કેરે તેવું છે, પણુ એના ગુણુને અયોગ્ય એવો મારી સાથનો સંબંધ બાંધી, એ બાળાને દુઃખી કરવાનો હું કદી પણુ વિચાર કરીશ નહી, નહી, જેમલ, મારી મનવાંછના

ઉપરાંત પણ હું એ બાળાને ઉપયોગી થવાનું ધારી, મારા પોતાના સુખનો ત્યાગ કરી એ સુંદરીને સુખી કરવાના પ્રયત્ન આદરીશ.

જેમલ: કોઇએ કદી આવું સાંભળ્યું છે? મારા તો પિત્ત ઉછળે છે.

મધુવન: જેમલ, વિવાહ વિષે હું કદાચ ભુલક્ષ્મીને વાત કરૂં અને કબુલ કરાવું, પણ એના વાલી બળતારામ તથા તેની સ્ત્રી બહુસ્મિતાની સંમતિ મેળવવામાં હું ફાવી શકીશ? તે બન્ને પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે સારાં છે, તોપણ સ્વભાવે એક બીજાને કેટલાં મળતાં છે તે તો તું સારી પેઠે સમજે છે.

જેમલ: સ્વભાવે એક બીજાને મળતાં! ભલા ભગવાન! તે લોકો તો એક બીજાથી તદ્દન ઉલટાંજ છે! બાઇ મશ્કરીનું નામ ના જાણે પણ હસ્તું પુતળું; ને ભાઈ, હંમેશાં બડબડતા ચરભડતા, પણ શોકને સમજતા નથી. ગરીબ બિચારો ચંચળ જીવ! જેને ચોવીસ કલાકમાં દરેક કલાકે કાંઇ નવી ઉપાધિ હોય ને હોયજ.

મધુવન: બસ, બસ; એ ઉપર આવે છે, સાંભળશો.

જેમલ: (જરા તાણીને) જેનો ઘાંટો વાગતા ઘંટ જેવો છે!

મધુવન: ઠીક, ઠીક, જા હવે.

જેમલ: (મોટેથી) એક જંગલી કાગડો! જે આફતનેજ પોકારે છે, ધરતીકંપ અને વાવાઝોડાંજ જુએ છે; આગની અને મોતનીજ વાત જેને મોઢે છે.; રડતી સુરત—પશ્ચાતાપનું પોટલું—શોકનો સાગર—ઓથારની આંગળી—હેમનું....

(શ્રીમાન મધુવન તેનું મોઢું બંધ કરી બહાર ધકેલે છે)

**મધુવન:** (સ્વગત), મારે કબુલ કરવું જોઇએ કે મારો જુનો ઉપદેશક કહે છે તે કાંઈ બધુંજ ખોટું નથી, બળતારામની વાતથી મારો જીવ જાણે દબાઇ જાય છે, તેની મશ્કરી પણ આનંદને ઉરાડનાર અને તેનો દેખાવ જાણે પ્રેતદર્શનથી પણ વિશેષ કંપારી છુટે તેવો છે. (બળતારામ આવતો જણાય છે) બળતારામભાઇ, આ મેળાપથી એવો તો સંતોષ...........

(બળતારામ દાખલ થાય છે.)

**બળતારામ:** આજનું મંગળ પ્રભાત આપને આનંદમય થાઓ અને એવા બીજા ઘણા મંગળ પ્રભાત આપ જોવાને ભાગ્યશાળી થાઓ. અહો! આજ આમ કેમ! મારા વ્હાલા મિત્ર, તમે કેમ આજ શોકમય દેખાઓ છો? આજની હવાથી તો તમને કાંઇ થઇ આવ્યું નથી? ખરેખર, જો આવીને આવીજ હવા રહેશે તો હું કાંઇ કહી શકતો નથી પણ પ્રભુ આપણને આજથી ત્રણ મહીને આવાને આવા આનંદમાં રાખે.

**મધુવન:** તમારી ભલી ઇચ્છા મને માન્ય છે, પણ તમારી ધાસ્તી મને સમજાતી નથી.

**બળતારામ:** કદાચ એમ હોય. ચોગરદમ વિનાશ થવા માંડયો છે. એવા આ દેશમાં કોણ જાણી બેઠું છે કે હવા પાણી કેવાં રહેશે; નવા નવા રોગો નીકળ્યા છે; તાઢ તાપ, વરસાદ, જોઇએ ત્યારે ને જોઇએ તેવાં અને તેટલાં નિયમસર પડતાં નથી; પાકની આશા બંધાતી નથી; દરબારના લાગા વધે છે, વેપારમાં કસ ઘટે છે, જમીનમાં રસ રહ્યો નથી, અને લોકોને ચડસ છુટતો નથી; દ્રવ્ય દેશ છોડવાની ગતિ કરી રહ્યું છે; અને પરદેશીઓ

ગામમાં ઉભરાતા જાય છે. ફકત લીંબડાચોક અને આમલીકુઇ વચ્ચેજ દોઢસો પરદેશી તો મારી જાણમાં છે.

મધુવનઃ એ પરદેશીઓ તમને કે મને તો કાંઇ અસર કરનાર નથી.

બળતારામઃ કદાચ એમ હોય. જે દેશમાં ધર્મનો કાંઈ ઢંગ ધડો નથી ત્યાં તેઓ શું અસર કરવાના હતા ? મને તો માત્ર આપણી સ્ત્રીઓ તથા છોકરીઓની ફીકર છે.

મધુવનઃ મારી તો ખાત્રીજ છે કે સ્ત્રીઓને તે કાંઇ અસર કરનાર નથી. અબળા છતાં આર્ય સંસ્કાર હજુ તેમના માંથી ખસ્યા નથી.

બળતારામઃ કદાચ એમ હોય. સ્ત્રીઓને અસર થશે કે નહી તે કોણ જાણી બેઠું છે ? આગળનાં બઇરાં તો કાંઇ પણ ઠીક હતાં; સ્વચ્છતા અને સુઘડતા બરોબર પાળતાં; સાદાઇમાં સ્નેહવાળાં હતાં; કરકસરથી રહેતાં; પોતાની જાતે સીવેલાં લુગડાં પ્હેરતાં અને પ્હેરાવતાં મેં જોયાં છે; દલણાં દળીને પણ આબરૂ ભર્યા દાહાડા કહાડતાં. આજતો ડોળદમામ વધી પડયો છે. શણગાર ! શણગાર ! ! એજ એમની ઝંખના ! હાલ તો એમના ચ્હેરાની ને ઉપર ઉપરની ટાપટીપમાંથી નવરાં પડે તો ભાગ્ય ! આજ તો પોતાની જાતનુંજ કરે તો બસ !

મધુવનઃ બ્હાર બીજે ઠેકાણે આવા પ્રકારનો છંદ ગમે તેમ ચાલતો હશે; પણ તમારે ત્યાં તમારી સ્ત્રી, ભુલક્ષ્મી કે વસુદા તો તેથી મોકળાં છેકની ?

બળતારામઃ તેમાંની ઉત્તમમાં ઉત્તમ પણ સુવા પછી સાધ્વી ગણાવાની નથી, કે દેવી તરીકે પુજાવાની નથી. સીતા તારા–દમયંતી જોવાને આ જમાનામાં આપણે ભાગ્યશાળી

થવાના હતા! પણ વારૂ, ભલા મિત્ર, બીજું એ કે મારા છોકરા અને ભુલક્ષ્મી વચ્ચે કાંઈ સ્નેહ વધતો હોય એમ જણાતું નથી.

મધુવનઃ હું તો એથી ઉલટું ધારતો હતો,

બળતારામઃ અરે ભાઈ મધુવન, તમે એ બાળાને સમજાવો તો ઘણું વળે તેમ છે. મારી તો ખાત્રીજ છે કે, એ છોકરીને તમારે સારૂ ઘણો ઉંચો વિચાર છે.

મધુવનઃ પણ વારૂ, જે વાત તમારે કહેવાની, તે હું કહું તે ખોટું નહી? તમારા અધીકારની વાતમાં હું માંથુ મારૂં તેથી તમને હાનિ નહી?

બળતારામઃ મારો અધિકાર! મારા વ્હાલા મિત્ર, ઘરમાં મારૂં કેટલું ચલણ છે તેનો તમને થોડોજ ખ્યાલ છે. મિત્રોને ખુશી કરવા સ્હવારમાં હું હસ્તે ચ્હેરે બહાર નીકળું, એટલે સૌ કોઇ એમ જાણે કે બધું અંદર પણ સારે સારૂંજ છે; પણ મારી હૃદયવેદના તો પત્થરના હૃદયને પણ પીગળાવે તેવી છે. મારી સ્ત્રીએ મારા ઉપર ધીમે ધીમે એવો તો કરબ બેસાડયો છે કે, હાલ મારાજ ઘરમાં હું પરોણા જેવો છું

મધુવનઃ તમે જરા કડક થાઓ તો કદાચ તમને તમારો અધિકાર પાછો મળે.

બળતારામઃ ભલા મિત્ર, એમ બને તેમ નથી. હું સિંહ જેવો ગાજું તોપણ કાંઇ વળવાનું નહી. કેટલીક વખત તો હું જાગૃત થાઉ છું, પણ ત્યારે શી સ્થિતિ થાય છે? બબડાટ! બબડાટ! બબડાટ!! બસ, બીજું કાંઈ નહી. સ્ત્રી શોર થવાથી પાછી હઠે તે પ્હેલાં તો ઘણી ધાક બેસાડતાં કંટાળે છે.

મધુવનઃ જ્યાંથી આપણે સુખ શોધવાનું ત્યાંથીજ મોટી ચિંતાઓ જન્મે, અને જેમ જેમ આપણે ઘણી વસ્તુના સ્વામિ થતા જઇએ તેમ તેમ આપણી ચિંતાઓ પણ વધે જાય !—ખરે ખર આ વિચાર ઘણા દુખદાયી છે.

બળતારામઃ ઓ વ્હાલા મિત્ર ! ખરેખર એમજ. પોતે આપઘાત કર્યો તેના અઠવાડીઆ પ્હેલા, મારા મિત્ર શોકશંકર, બરોબર એજ શબ્દો બોલેલા, ખરેખર ! હું તમને જોઉ છું ત્યારે મને શોકશંકર સાંભરી આવે છે.તમને મળવામાં તે ગુણજ્ઞને છોડયો.કેવો સાચો મિત્ર! અમારા વચ્ચે ત્રીશ ત્રીશ વર્ષનો તો સ્નેહ ! પણ મારી એક દમડી સરખી તેણે વાપરી નથી ?

મધુવનઃ ત્યારે આખરે એણે આવું ઉધ્ધત કામ કેમ કર્યું ?

બળતારામઃ કોણ જાણે તે તો; કેટલાક અદેખા લોક કહે છે કે, અમે બે સાથે બેસતા ઉઠતા તેથી. અમે એક બીજાને વારંવાર મળતા; સુખ દુઃખની વાત કરતા. ખરેખર, એમની વાત સાંભળી હું ખુશી થતો, અને મારી વાતથી એમને આનંદ મળતો. ગરીબ બિચારો શોકશંકર ! તે હમેશ કહેતો કે બળતારામનો અનુપ્રાસ હસ્તારામ સાથે મળતો, અને તેથી અમને બહુ હસવું આવતું. ગરીબ બિચારો શોકશંકર! અરરર....(રડી પડે છે)

મધુવનઃ એની મને દયા આવે છે.

બળતારામઃ અરરર ! આ દુઃખરૂપ જીંદગીમાં આપણે કાંઇજ કરતા નથી. ખાઇએ છીએ ને ભુખ્યા થઇએ છીએ; કપડાં પ્હેરીએ છીએ, ને ઉતારીએ છીએ, ઉઠીએ છીએ ને સૂઇએ છીએ. જ્યાં બુધ્ધિ પણ માંદા માણસની સારવારમાં રહેલી સેવિકાની માફક જાગ્રત રહેવાને બદલે ઘસઘસાટ

ધારે છે. સૃષ્ટિનો આવો ક્રમ જોઇ એ બિચારાને કંટાળો આવ્યો.

**મધુવનઃ** ખરેખર, ગયા વખત સાથે આવતો વખત સરખાવતાં ભાવિ બહુ ભયંકર ભાસે છે. કહ્યું છે કે—

" શું થાશે તેની નહિ સમજણ પડતી કાંઇ,
વિફળ વિમાસી ભાવીને અમુઝાવું મન માંહિ

**બળતારામઃ** જીંદગીનું સર્વથી શ્રેષ્ટમાં શ્રેષ્ઠ અને સાદામાં સાદુ સ્વરૂપ જોતાં, તે એક જક્કી છોકરા જેવીજ જણાય છે. જેમ છોકરૂં ઉંઘી જતાં સુધી તેને સમજાવવું, પટાવવું, રમાડવું પડે, અને તે ઉંઘે એટલે સર્વ ચિંતા સમાપ્ત થાય; આ જીંદગીનું પણ તેમજ છે.

**મધુવનઃ** ભાઈ, તમે કહ્યું તે બધું સત્ય છે. જંજાળમાં સપડાવાની મૂર્ખતાના પ્રમાણમાં જીવનનો આપણો ડોળ-દમામ કાંઇ વધારે નથી. જગતમાં આવતાજ—જન્મતાંજ આપણે રોયા હતા, અને તે શા સારૂ તે દરરોજ આપણને સમજાય છે.

**બળતારામઃ** અહો મારા વ્હાલા મીત્ર! તમારી સાથે દુઃખી થવામાં મને સંપૂર્ણ સંતોષ થાય છે. આવા શુભ પ્રસંગનો તથા આવી સારી વાતચીતનો લાભ મારા પુત્ર લલુતારામને પણ મળવો જોઇએ. ઘેર જઇ હું તેને તેડી લાવું છું. તેના જેટલીજ વયના એક મનુષ્યમાં કેટલી બધી ગંભીરતા અને ડહાપણ છે તે મારે તેને બતાવવું છે. પણ વારૂ, ધરતીકંપના વધારા, તથા તેના વારંવાર થતા ધુજારા સબંધનું મારૂ લખાણ 'પ્રજાનોધ'માં છપાવું તો કેમ? તેથી આપણને ખરેખર ગમ્મત પડશે. મેં તેમાં સ્પષ્ટ કરી બતાવ્યું છે કે, ગયો ધરતીકંપ આપણે ત્યાં પાછો

ફરી આવનાર છે. તે ચિત્રપુરથી ચારૂત્તર,ચારૂત્તરથી કુંભદેશ, કુંભદેશથી પશ્ચિમ દ્વિપ તરફ, પશ્ચિમ દ્વિપથી હેગનાથ બંદરે અને ત્યાંથી પાછો ફરિ ચિત્રપૂર થઇ આ તરફ આવશે.

( તે જાય છે. )

મધુવનઃ (સ્વગત) ગરીબ બિચારો બળતારામ! એની સ્થિતિ ખરેખર દયાજનક છે. ત્રણ દિવસે પણ મારો જીવ પાછો ઠેકાણે આવે તો ઠીક; આવી રીતે રહેવા કરતાં તો મરવું સારૂં. તોપણ જ્યારે હું મારી પોતાનીજ સ્થિતિ વિષે વિચાર કરૂં છું....જતી રહેલી દોલત! નિરાશામય પ્રેમ દુઃખી મિત્રો! જેને મરજી છતાં દુખમાંથી છોડાવી શકતો નથી....(અટકી પડે છે ને નીશાસો નાખે છે)

( રસોઇઓ દાખલ થાય છે. )

રશોઇઓઃ છેટ છાબ, હેઠે માણુસો આવ્યાં છે. બળટારામની બૈડી ટઠા કન્યા ભુલષમિ, ટેમને ઉપડ આવવા ડઉં ? પણ એ ટે ટેમની મેળેજ ઉપર ચાયલાં આવે.

( જાય છે. )

( બળતારામની સ્ત્રી તથા ભુલક્ષ્મી આવે છે. )

મધુવનઃ તમે હમેશાં આનંદમાંજ રહો છો.

બહુસ્મિતાઃ ભાઇ મધુવન, અમે લીલાઉંમાંથીજ ચાલ્યાં આવીએ છીએ. હમેશની માફક પેલી બ્હેરી બુઢી પોતાનીજ સામે દમપર દમ ભાવ ચઢાવતી હતી. અને જુની પુરાની વસ્તુ લેવાને તો ગાંડી ગાડી થઈ જતી, જ્યારે દેખાવમાં તો તે પોતેજ અસલી ચીજના ખરેખર નમુના

રૂપ હતી.

**મધુવનઃ** મિત્રતાને અંગની કાંઇ બેચેનીને લીધે તમારા આનંદમાં મારાથી બરાબર ભાગ ના લેવાય તો સન્નારીઓ ખોટું ના લગાડશો. મારી ખાત્રી છે કે તમો ખોટું નહિજ લગાડો.

**બહુસ્મિતાઃ** (સ્વગત) હું કસમ ઉપર કહું છું કે, એ એટલા બધા તો શોકમાં દેખાય છે કે જાણે હમણાજ મારા સ્વામીની દીલગીરીનો એક ભાગ પી લીધો હોય. (પ્રકટ) ભલે ભુલક્ષ્મી સમજે તો મારે કાંઈ વાંધો નથી.

**ભુલક્ષ્મીઃ** જીઆ, તું એમ ધારે છે કે તેમ ન કરવા ખાસ કારણ છે ?

**બહુસ્મિતાઃ** હું ગમે તે કહું તેનો ખુલ્લાસો કરવા તમારે એટલાં બધાં ઉતાવળાં થવું નહી.

**ભુલક્ષ્મીઃ** તોપણ આ પ્રસંગે મારે કહેવું જોઇએ કે મારી અને શ્રીમાન મધુવનની લાંબી મિત્રતાનો જુદો ભાવ સમજવામાં આવે તો હું દીલગીર થાઉં.

**મધુવનઃ** બીજાને સારૂં તો હું કાંઇ જવાબ દઇ શકતો નથી પણ મારી તો ખાત્રીજ છે કે વિનયપૂર્વક મિત્રતાના હકથી જેટલો ધારી શકાય તે કરતાં કોઇ વધારે ભાવ બતાવવાની હીંમત કરતો તમે મને જોઇ શકશો નહિ

**ભુલક્ષ્મીઃ** બીજાના પ્રેમી વચનો કરતાં તમે એટલુંજ કરશો તોપણ મને ગર્વિત થવાનું કારણ મળશે.

**મધુવનઃ** મૈત્રી વિષે મારા વિચાર તો આવા છે; સરખેસરખા વચ્ચે સ્વાર્થરહિત વ્યવહાર તે મૈત્રી; જુલમગાર અને ગુલામ વચ્ચે નીચ વ્યવહાર તે પ્રેમ.

ભુલક્ષ્મીઃ અને સાફ લગાડવાની સેજ ઇચ્છા વગર મારે કહેવું જોઇએ કે શ્રીમાન મધુવન કરતાં વધારે નિસ્પૃહી યા મૈત્રીને લાયક હું તો કોઇને જોતી નથી.

બહુસ્મિતાઃ ખરેખર, હું પણ કોઇ એવા બીજા માણસને ઓળખતી નથી જેમને ઘણી સ્ત્રીમિત્ર હોય. વામકન્યા, ચિત્રવપુ અને બાળા શશીતળા તો એમનાં જયાં ત્યાં વખાણજ ગાયા કરે છે. અને વપુપુષ્ટા તો એમના ગુણનું ગાનજ કર્યા કરે છે.

ભુલક્ષ્મીઃ કોણ વપુપુષ્ટા! શ્રીમાન, તમે ત્યાં એટલા બધા વખાણ ને પાત્ર હશો એતો મારા ખ્યાલમાં પણ નહી! એ એટલી બધી દેખાવડી છે? મોટી મોહિની કહેવાય છે તે એજ ?

મધુવનઃ લાવણ્યતા જવાની તૈયારીમાં હોય ત્યાં સુધી ભાગ્યેજ શહેરી લોકો સ્ત્રીને વખાણે છે. (હસે છે.)

બહુસ્મિતાઃ પણ સ્ત્રીઓનો તો નિશ્ચયજ હોય છે કે લાવણ્યતા જવાજ ના દેવી. કુદરતી લાવણ્યતા ઘટવા માંડે કે કૃત્રિમ સુંદરતા તે તે પોતાની અક્કલથી ઉપજાવવાનીજ. બીજા બધા કરતાં પેલી ઘરડી પોષાકસુંદરીઓ જયાં ત્યાં પોતાનું શરીર બતાવી ઉમર ઢાંકવાનું કરે છે તે જોવામાં મને બહુ રમુજ પડે છે.પણઘટે પાણી ભર વ.માં દેરે દર્શન કરવાનાં, વ્યાસજીની કથા સાંભળવામાં ઠાઠમાઠ થી ખરીને ખરીજ; ચોરે ચૌટે ને ચકલે પણ હાજરજ; ચાર બૈરાં ભરાયાં કે ત્યાં આવીજ છે; ગરબે ફરવામાં ગીતો ગાવામા પણ માથું મારે. જયાં જયાં જાય ત્યાં જાણે પડી જતા ઘરને ઉપરની ટાપટીપ કરી થીગડાં માર્યા હોય તેવો દેખાવ આપતીને આપતીજ.

**મધુવન:** દરેક ઉંમરને વખાણનારા હોય છે. તમે જ્યારે જુવાનીના ગરમ પ્રદેશના મુસાફર છો ત્યારે પચાસ ઉપરના થંડા મુલકમાં પણ સંચાર કરનારા હોય છે.

**ભૂલક્ષ્મી:** પણ એવા વ્યાપારને સારૂ એ ઘરડાં ખખલાંઓને તૈયાર થવામાં જે વેઠવું પડે છે તેનું કેમ? મેં જે એક જોઇ તે વાળ ઓળતાં તથા મહોડું ધોતાં વારંવાર છછણી પડતી, જ્યારે વાંક જોઇએ તો બાઈ સાહેબનાજ ચહેરામાં.

**મધુવન:** હું જાણું છું ત્યાં સુધી તો એવાને પણ પસંદ કરનારા ઘણા હોય છે; આ ગામમાંજ ચસમા જેવા ઘણા વર છે જે પંદરથી પંચાવન સુધીનાને બંધ બેસતા થઇ પડે

**બહુસ્મિતા:** ઠીક, તમે તો ભાઇ ભલા સ્વભાવના છો. પણ અત્યારે તમારે અમારી સાથે શહેર જોવા આવવાનું છે. વસુદાને શહેર જોવું છે અને બીજી કેટલીક ખરીદી પણ કરવાની છે. હું ધારૂં છું કે મારે તમને આખો દીવસ રોકવા પડશે.

**મધુવન:** હુ બહુ દીલગીર છું કે મારા મિત્ર બળતારામ સાથેનું એક અગત્યનું કામ છોડી હાલ તરત મારાથી તમારી સાથે આવી શકાશે નહી.

**બહુસ્મિતા:** શું કહ્યું? મારા સ્વામી સાથે કામ? એમજ હોય તો તમારો બોલ હું સ્વિકારવાની નહિ. એટલું-જ નહિ પણ હું ખરેખર કહું છું કે તમારે અમારી સાથે આવવુંજ પડશે, તમે જાણો છો કે તમે હો ત્યાં મને જેટલો આનંદ થાય છે તેટલો બીજા કોઇથી થતો નથી

મધુવન: મારે આવવું પડશે એમ કહો છો ત્યારે તો તેમ થવુંજ જોઇએ. ખરેખર તમે મને બહુ આનંદી બનાવો છો. તમે મશ્કરી શોધી કાઢો તો હસાવવાનું જરૂર મારે માથે. ચાલો પેલા બારીવાળા ખંડમાં કે ગાડી આવતી જણાય.

( લલુતારામ અને વસુદા આવે છે. )

લલુતારામ: આ પેલા તેઓ ચાલે જો, જો, કેવા નિર્દોષ સુખમાં તેઓ મ્હાલે છે! વ્હાલી વસુ, તેમના જેવી સુખી અને તેમના જેટલાજ આનંદથી ભરપુર તને જોવાને હું કેટલો બધો ઉત્સુક છું!

વસુદા: વ્હાલા; આટલા બધા ત્રાસ વચ્ચે હું આનંદમાં ક્યાંથી હોઉં? આ કુટુંબમાં ઓળખાઈ જવાની બ્હીક, અને તેમ થાય ત્યારે નિંદાખોર દુનીઆના ટપલાની ધાસ્તી! એ શું ઓછી વાત છે?

લલુતારામ: વ્હાલી, દુનીઆ શું કહેવાની હતી? છેલ્લામાં છેલ્લું તે એટલુંજ કહેશે કે, ધનના લોભી વાલીના સાધુડી બનાવવાના જુલમથી કંટાળી પોતે પસંદ કરેલા પ્રીતમ સાથ ન્હાસી આવી, તેનો વિશ્વાસ કરી, તેના બાપના ઘરમાં આશ્રય લીધો. બોલ, એજ કે બીજું કાંઇ? અને તું કાંઇ પણ નિંદા વગર રહી શકે એવું આ પૃથ્વિ ઉપર માત્ર એજ ઘર છે.

વસુદા: પણ તમારા આજ્ઞાભંગ અને મારા અવિચારીપણાનો કાંઇ ખ્યાલ કર્યો? તમને ચંદ્રપુર તમારી બેનને લેવા મોકલ્યા અને બેનને ઘેર લાવવાને બદલે....

લલુતારામ: સહુત્ર બેન કરતાં વધારે વ્હાલીને લઇ આવ્યો

અને આ વાત જાહેર થતાં કુટુંબના દરેક માણુસને તે એટલીજ વ્હાલી થઇ પડવાની.

**વસુદા:** મને ભય છે કે તેમ થવા હવે ઝાઝો વખત નથી.

**લલુતારામ:** તું ભુલે છે. આપણે આપણી જાતે ઉઘાડા પઠવાનો સમય યોગ્ય ધારીશું નહી ત્યાંસુધી એમાંનું કાંઇજ થનાર નથી. તું જાણે છે તેમ ચંદ્રપુરમાં મારી બેન છેક નાની હતી ત્યારની તેની કાકી સાથે રહે છે અને તું જુએ તો છે કે, આ ઘરમાં બધા તને તેને ઠેકાણે લેખે છે.

**વસુદા:** પણ તેનો અથવા તેની કાકીનો કાગળ આવ્યો તો ?

**લલુતારામ:** તેની કાકી તો કલમ ભાગ્યેજ ઝાલે છે; અને મારી બેનના બધા કાગળો મારે શરનામે આવે છે.

**વસુદા:** પણ વડીલની મરજી પ્રમાણે તમે ભુલક્ષ્મી સાથે વિવાહ કરવા કબુલ નહિ થાઓ એટલે તે વ્હેમાશે તો નહિ. ?

**લલુતારામ:** મારી કુશળતાની ખરી ખુબી ત્યાં જોવાની છે. વિવાહની વાત કબુલ કરવાનો મેં ઠરાવ કર્યો છે એટલુંજ નહિ પણ એક કલાક પછી પિતાજી જોડે તેની સાથે એ વિષે વાત કરવા જવાનું છે.

**વસુદા:** તમારૂં સર્વસ્વ તેને ? ?

**લલુતારામ:** વ્હાલી, તારે રજ પણ ગભરાવું નહી. મ્હારી આબરૂ તથા પ્રેમનો તુંજ જયારે આવો હલકો વિચાર કરે, કે મને તારા શિવાય બીજીથી સુખ થાય, ત્યારે મારે બીજાને શું કહેવું ? વ્હાલી વસુ, એમ બનેજ કેમ ? મારા પ્રેમનું જોમ. અને વધારે કહું તો મારી સકલ મનોવૃત્તિનું બળ, શંકાને કાંઇ પણ સ્થાન આપે તેમ નથી. મારીતો ખાત્રીજ છે કે ભુલક્ષ્મી મારો હાથ સ્વિકારનાર

નથી. હું સારી રીતે જાણું છું કે શ્રીમાન મધુવનને એ વધારે પસંદ કરે છે.

વસુદાઃ મધુવનને ! મારા અંદેશાને સારૂ હું માફી માગીશ, પણ જ્યારે તમારા ગુણનું એમની સાથે તોલન થાય........

લલુતારામઃ એ વિચાર તારી અત્યંત પ્રેમમય દ્રષ્ટિનો છે. ગમે તેમ હોય તોપણ એ રીતે વર્તવાથી મારા પિતાજીની આજ્ઞાને હું દેખીતી રીતે આધીન થાઉં છું; અને જો ભુલક્ષ્મીએ ના કહી તો તો પછી ગમે ત્યાં પરણવાની મને રજા મળવાની.

વસુદાઃ એમજ હોયતો :મારે કાંઇ કહેવું નથી. પણ ભુલક્ષ્મી પ્રત્યેના તમારા પ્રેમી વચનોની તો હું અદેખાઇ કરીશ. પ્રેમનો દરેક ભાવ પ્રેમનું પ્રત્યેક ચિન્હ, તો તમારે મારા પ્રત્યેજ દર્શાવવું જોઇએ. કદાચ આ વિચાર ગાંડા જેવો હોય, ધારો કે તે ઘેલછાનો છે. તોપણ જે ગુણે તમે મને જીતી તેજ બીજીને વશ કરવા યોગ્ય છે એમ ધારવું એ શું સ્વાભાવિક નથી ?

લલુતારામઃ રમણી, તું ભુલે છે. આપણે આટલી બધી મુશ્કેલીઓ સામે બાથ ભીડવાની છે. ત્યાં આવી ખ્યાલી તરંગમય, સ્વપ્નવત, અડચણો આગળ કરવાથી શો લાભ ? મારો હાથ ભુલક્ષ્મી સ્વિકારે અગર પિતાજી માફી ના આપે તો પછી આખરનો ઉપાય તો તું ક્યાં નથી જાણતી ? આપણે ગાંધર્વ વિવાહ કરવાના અને........

( બળતારામ દાખલ થાય છે. )

બળતારામ: છોકરા તું કયાં હતો? હું તને કયારનો શોધ્યા કરૂં છું. મારા મીત્ર મધુવન ભાઈ હમણાં કેવી ડહાપણની વાત કરતા હતા. અહા! તે કેવા દ્રષ્ટાંત યોગ્ય પુરૂષ છે? કયાં ગયા? હું ગયો ત્યારે તો તે અહીંજ હતા.

લલુતારામ: પિતાજી હું ધારૂં છું કે, તમે તેમને હમણાંજ જોશો. સાંભળી શકો તો આ પાસેનાજ ખંડમાં હશે એમ જણાય છે. બૈરાંઓ સાથે બ્હાર જવાની તૈયારીમાંજ હશે.

બળતારામ: ભલા ભગવાન! મારે તે કાનને માનવા કે આંખને તેમના ઉલ્લાસથી તો હું સ્તબ્ધ થઇ ગયો! તેમના ખડખડ હસવાથી તો કાન બ્હેર મારી ગયા! આવો અજબ ફેરફાર કોઈએ કયાંઇ જોયો છે? (ખડખડ હસવાનું સંભળાય છે. બળતારામ તેના ચાળા પાડે છે....) હા હા હા! એ........ચાલ્યું! ધૂળ પડો તેમના ઉપર! અરે, પણ મારી નમુનેદાર સ્ત્રી હોય ત્યાં આ સિવાય બીજા શાની આશા રખાય! મારૂં અતઃકરણ તો એટલે સુધી કહે છે કે મંદિરમાં ગંભિર પ્રાર્થના ચાલતી હોય, કે પછી ઉત્તર ક્રિયા થતી હોય તો ત્યાં પણ એ તો બધાને ખડખડાટ હસાવવાંનીજ!

લલુતારામ: સ્ત્રીની બાબતમાં આપનો આવો અનુભવ છે ત્યારે મને પરણાવવા આટલો બધો આગ્રહ શો!

બળતારામ: છોકરા, મેં તને અનેક વાર કહ્યું છે ને પાછો ફરી એકવાર કહું છું કે ભુલક્ષ્મીનું દ્રવ્ય કુટુંબબહાર જવું ના જોઇએ. સ્ત્રી ગમે તેવી હોય પણ લક્ષ્મીનો સંતોષ તો ખરો.

લલુતારામ: તમારી આજ્ઞાથી હું તેને પરણવા તઈયાર થાઉં! પણ ભુલક્ષ્મીજ ના કહે તો.

બળતારામઃ એ બધી વાત શી છે તે તને એકે ફેરે સમજાવા હઉંછું; એ છોકરીનું ઘણા ભાગનું દ્રવ્ય સરકારી ત્રીજોરીમાં છે; તેનો હક સાબીત કરવાનું મારો વગવાળો મિત્ર દંભદાસ માંથે લે છે. તને એ પરણવાની ના કહે તો એના બાપના વસીયતનામાંથી તેના અડધા ભાગ ઉપર એનો હક રહે નહી. તેથી એ ના કહેશે તોપણ અડધું તો આપણુંજ થવાનુંજ, અને તારો હાથ સ્વિકારશે તો તો આખા ડલ્લા ઉપરાંત નફામાં એક ભલી સુંદર કન્યા મળશે.

લલુતારામઃ પણ તમે જરા મારા તરફનું સાંભળો તો....

બળતારામ હા, હા, ચાલો. બોલો-તમને સાંભળીએ. હું પ્રથમ તમને યાદ દેવડાવું છું. કે મેંતો નિશ્ચય કર્યોજ છે, હું પકકો ઠરાવ કરીજ ચુકયો છું. હવે બેલાશક તમે તમારા કારણજણાવો.કોઈ પણ વાતનો નિશ્ચય કર્યા પછી તેની વિરૂદ્ધના કારણ સાંભળવા મને કાંઇજ વાંધો રહેતો નથી. કેમકે પછી તે ઉપર સ્હેજ પણ વિચાર કરવાનો હોતો નથી.

લલુતારામઃ તમે કહેતા આવ્યા છો કે, લગ્ન સબંધથી સુખ શોધનારને સારૂ સ્વયંવર વિધિ સર્વોત્તમ છે.

બળતારામઃ ખરૂં, તમારે બન્ને જણાએ આ બાબતમાં મરજી પુર્વકજ વર્તવાનું છે. ભુલક્ષમીએ પણ એનીજ મરજી પ્રમાણે વર્તવાનુ છે. તમને પરણે યા તો અડધુ ધન જતું કરે. તમારે પણ તમારી સ્વેચ્છાએ વર્તવુ; તેને પરણવું અગર ૫ પણ પામ્યા વિના પરદેશ પધારવું.

લલુતારામ વડીલ, એકનો એક પુત્ર વધારે હેતભાવની આશા રાખે.

બળતારામઃ એકનો એક બાપ વધારે તાબેદારીની આશા રાખે. વળી આ તારી બેન, જે હંમેશા આજ્ઞા પાળે છે તેનો તારા જેટલો હક નથી! છોકરી; આ કુતરો તારૂં બધું ખાઈ જવા ધારે છે. એમ નહિ બને, હું કહું છુ કે એમ કદી થવા દેનાર નથી, તારા હીસ્સાનું તને પણ મળશેજ.

વસુદાઃ મુરબ્બી, તમારી એવી ખાત્રી કરવાની મારી ઇચ્છા છે. કે એમના ભાગનું લઇ હું સુખી નહી થાઉં.

બળતારામઃ ઠીક, ઠીક, તું બહુ ભલી છોકરી છે. બસ બસ, હવે કાંઈ વધારે કહેવાની જરૂર નથી. ચાલો બધા મારી સાથે. આપણે એક એવી વસ્તુ જોવા જઇએ છીએ જેથી આપણે બધાને આનંદ થયા સિવાય રહેશેજ નહિ. પેલો મુક્તિ પંથનો બુઢો બાવો જેને સમાધિમાં બેસાડયો છે, તેના દર્શને તેની સમાધિ ઘણીજ શોભે. છે એવું મેં સાંભળ્યું છે. અને તે તેની દેવડીમાં ઘણીજ સારી રીતે ગોઠવાઇ રહેલી છે. મારી સાથે તેને ઘણીજ પીછાન હતી. અરસપરસની મિત્રતાનો આ પણ એક વ્યવહાર છે.

( સર્વે જાય છે. )

પ્રથમ અંક સમાપ્ત.



## અંક ૨ જો,



સ્થળઃ બળતારામનું મકાન.

**ભુલક્ષ્મી તથા ગુલબી.**

**ભુલક્ષ્મીઃ** વસુદા એની બેન નહિ! વસુદા બલુતારામની બેન નહિં! ગુલબી તું મને ચકિત કરે છે.

**ગુલબીઃ** બા જેટલી હું એની બેન, તેટલીજ વસુદા? એ બધું મને એનાજ ચાકરે કહ્યું. એ જાણતો હોય તે બધું મને કહ્યા વગર રહેજ નહી.

**ભુલક્ષ્મીઃ** પણ એ બધી વાત શી છે, તે તું મને એકવાર ફરી કહે જોઇએ, ગુલબી.

**ગુલબી:** કેમ બા, મેં તમને એક વખત કહ્યુંજ છે કે આજ દશ વર્ષ થયાં એની બેન એની કાકી સાથે ચંદ્રપુર રહે છે, ત્યાં જવાને બદલે એ ચિત્રપુરથી આગળ ગયોજ નથી. ત્યાં એણે આ બાઇને જોઇ, ને તેનું ખીલતું લાવણ્ય જોઈ ભાઇ તેની મોહિનીમાં સપડાયા. મારે કહેવું જોઇએ કે એ બાઇ પણ ખાનદાન કુટું-બની છે.

**ભુલક્ષ્મી:** અને તેને મારા વાલીના મકાનમાં કન્યા તરીકે લાવ્યો ?

**ગુલબી:** એ વરની એ કન્યા થવાનીજ. બળતારામ શેઠ તેમને પરણવાની રજા નહિ આપે તો તેઓ ગાંધર્વ વિવાહ કરવાના.

**ભુલક્ષ્મી:** ઠીક, ત્યારે મારે તો એમજ માનવું કે તે લોકોએ મને ઠગી, અને પેલી વસુદા પણ કેવી લુચ્ચી ? તું માનશે ગુલબી, કે મેં તેને મારી બધી છાની વાત કહી પણ એ લુચ્ચી તો આ બધી વાતમાંની સ્હેજ પણ બોલી નહિ.

**ગુલબી:** બા, તમારી જગ્યાએ હું હોઉં તો એનો જરા પણ વાંક કાઢું નહી. જે **માણસ પોતાની ખાનગી વાત મનમાં રાખવાની નીતિ જાણે નહી તેને સામુ માણસ પોતાની વાત શી રીતે કહે ?**

**ભુલક્ષ્મી:** અરે, હજુ પણ જાણે તેમની ઠગબાજી લંબાવવી હોય તેમ લલુતારામ મારી સાથે પોતાનો વિવાહ કરાવવાનું ધારતો હોય તેમ વર્તે છે. એજ વાત કરવા મારા વાલી સાથે તે હમણા આવનાર છે. તું જાણે તો છે કે એને ના કહેવાથી મારૂં અડધું દ્રવ્ય જાય.

ગુલબીઃ તો પણ એ બાબતમાં તો તમે શું કરશો ? તમારૂં મન તો મધુવન શેઠમાં છે.

સુલક્ષ્મીઃ ચૂપ, મૂર્ખિ, એ શું બકી ? મારૂં મન મધુવનમાં ? તું મને ચીડવવા આમ બોલે છે ?

ગુલબીઃ બા સાહેબ, હું તો........મારૂં તો કહેવું એટલુંજ છે કે તમારે ને તેમને પિછાન છે. સ્હેજ ઓળખાણથી કાંઇ વધારે છે એમ હું કહેતીજ નથી. મારી પણીઅતના સમ ખાઇ કહું છું કે, એથી વધારે હું કાંઇ સમજીજ નથી.

સુલક્ષ્મીઃ ઠીક; ચાલો, બહુ થયું. સાંભળ, મારા વાલી તથા લલુતારામ આવશે ત્યારે વાત કરવા તૈયાર થઇ રહીશ, જાણે વિવાહની વાતની ખુશી થઇ હોઉં એમ દેખાડીશ, મારી સંમતિથી એમને ગુંચવીશ. અને આખરે એવો વખત આણીશ કે તે આપો આપજ ના કહે.

ગુલબીઃ વાહ ! કેવું મઝાનું ! બા, એથી તો તમારૂં મધુવન તમનેજ મળશે. આવા નિર્દોષ ચહેરામાં આટલી બધી કળા ભરી હશે એમ કોણ જાણે ?

સુલક્ષ્મીઃ કેમ વારૂ ગુલબી, એમાં હું શું કરૂં છું તે ! તેમના કપટ સામે મારી અક્કલ વાપરૂં છું અને તેમણે આપેલા શિક્ષણનો મારા રક્ષણમાં ઉપયોગ કરૂં છું.

ગુલબીઃ ત્યારે તો તમારે હવે વધારે ખોટી થવાનું નથી. એ પેલા તે આવે ...ગુપચુપ વાત કરતા !

(બળતારામ તથા લલુતારામ આવે છે)

લલુતારામઃ શિરછત્ર, એ બાળા સાથ વિવાહની વાત કરતાં હું જરા અચકાઉં તો ખોટું ના લગાડશો.

બળતારામઃ ભલા ભગવાન ! તું જરા ધીરા પડ. કેટલો શરમાળ બ્રહ્માએ જાણે નારી બનાવતાં બનાવતાં નર બનાવી દીધો હોયને ! હું કહું છું કે અડધોઅડધ કે આખ્ખું; એમાંથી એકતો થવુંજ જોઇએ. ચાલ, જોઇએ કેવા ઉત્સાહથી તું વાત છેડે છે ? કેમ, કેમ ? અલ્યા તું તો બોલતોજ નથી ને ! હેં ! શુ થયું ? એ આમ મુંગો રહે ત્યારે મારે તો કાંઇ બોલવુંજ જોઇએ. બેટા ભુલક્ષ્મી, અમે શા શારૂ હાલ અહીં આવ્યા છીએ તે તો તું સમજી હઇશ. આ છોકરો એક એવી વાત કરવા આવ્યો છે જેમાં ઘણે ભાગે તમારૂં પણ હીત છે.

ભુલક્ષ્મીઃ શિરછત્રી, તમારી ભલામણનું જે કાંઇ હોય તે ખુશીથી ના સ્વિકારૂં તો મારા જેવું કૃતઘ્નિ કોણ !

બળતારામઃ કેમ છોકરા ! આનાથી એ વાત કરવાનો વધારે સારો પ્રસંગ કયો મળવાનો હતો ? કેમ, કેક ! અલ્યા, કાંઇ બોલતોજ નથીને ?

લલુતારામઃ ખરેખર બાઇ........મારા પિતાને......એક વિચાર ....છે....આવ્યો છે....અરે એક વાત કહેવી છે જે એ પોતેજ ઘણી સારી રીતે કહી દેશે.

બળતારામઃઅરેહા.બેટા ભુલક્ષ્મી, જે વાત કહેવાની છે તે સંપુર્ણ મારા છોકરા તરફનીજ છે. એનેજ કાંઇ વિનંતિ કરવાની છે અને મારી રજા છે કે આ પ્રસંગનો સંપુર્ણ લાભ તેણે લેવો.

લલુતારામઃ બાઇ વાતમાં વાત માત્ર આટલીજ છે કે મારા પિતાને એક વાત કહેવી છે તે એમણે જાતે કહેવી એવો તેમનો દ્રઢ આગ્રહ છે.

બળતારામ: (સ્વગત.)મારૂં મન પાછુ હઠે છે. આ છોકરો બાજી બગાડવાનો. (પ્રગટ) ટુંકામાં બેટા, એટલુંજ કહેવાનું કે તમારા સ્નેહને આધીન આ તમારી સામે ઉભો છે અને તેનો બધો સંસાર જાણે તમારામાંજછે.

ભુલક્ષ્મી: શિર છત્ર, આપની વત્સલતા વિષે મને કદી શંકા થઇ નથી અને મારી પુજય બુધ્ધિ વિષે આપને પણ વ્હેમ નહી હોય.

બળતારામ: બાપુ, તારી સમજફેર છે. મારૂં કહેવાનું તું ધારે છે તે કરતાં જુદા પ્રકારના સ્નેહ વિષે છે. આ પેલો ઉભો છે તેના ચહેરા ઉપરથીજ તેના વિકારનું બળ કળાય તેમ છે. (લલુતારામને) એ કૂતરા જરા ઉચુ તો જો. (ભુલક્ષ્મીને) અરે લમે, જેમ મેં એને એકલો એકલો બબડતો, ઉડાં નિસાસા નાંખતો, રડતો, ઢંગ વિનાની કવિતા બોલતો, કેટલીક વખત ઉદાસ, કેટલીક વખત શુન્ય હ્રદયનો, જોયો છે, તેમ જોયો હોય તો.... .... .... .... ....

ભુલક્ષ્મી: વડીલ, હાલમાંજ એ શૂન્ય હદયના હોય એમ સ્પષ્ટ દીસી આવે છે. એમ ના હોય તો આવી વિનંતી એ જાતેજ ના કરે ?

બળતારામ: પોતે જાતે ? એટલું કબુલ કરતા પહેલાં તો તે મરવા જેવો થઇ જાય. મારા જેવો એને ટોકનાર ના મળ્યો હોત તો કયારનોએ એને ચિત્તભ્રમ થયો હોત.

ભુલક્ષ્મી: નમ્ર વિનયમાં વાણી કરતાં ઘણી સબળ શક્તિ છે તે હું જાણું છું. મુક આલાપ એ નિષ્કપટતાના શુધ્ધ ભાષણ સમાન છે.

બળતારામ: અરે ! એ તો જાણે બધી ભાષાજ ભૂલી ગયો છે ! મૌન એજ એની માતૃ ભાષા થઇ રહ્યા છે.

ભુલક્ષ્મી: હું એજ જોયા કરૂં છું. એજ મૌન એમના પક્ષમાં ઘણું ઘણું બોલે છે. આમ સ્પષ્ટ કહી દેવામાં હું બહુ વાચાળ કહેવાઉં, કેમ, નહિ લલુતારામ ?

લલુતારામ (સ્વગત) અરરર ! મૂગા રહીને પણ આપણે તો માર ખાધો. ચાલો ત્યારે મહોડું ઉઘાડીએ. (પ્રગટ) બાઇ, મારા મુગા રહેવાથી એમ ના સમજવું કે જે સુખ અને માન તમે મને આપવા ઇચ્છો છો તે મારી સમજ બહાર છે. મારા પિતા કહે છે કે, હું તમને મનમાં રાખું છું ને વખાણું છું. હું ખરેખર કહીશ કે હું તો તમને પુજુ છું અને જયારે આપણે એક થઇશું ત્યારે હું અંતઃકરણથી કહું છું કે અત્યાર સુધીનાં બધાં દંપતી કરતાં આપણે વધારે સુખી થવાનાં.

ભુલક્ષ્મી: જો હું એમ માની શકું કે તમારૂં મન, વચન એક છે........

લલુતારામ: મારા શુધ્ધ ભાવ તરફ શંકા ? તમારાજ સમ ખાઇ હું કહીશ કે યોધ્ધાને પૂછો કે તેને યશની જરૂર છે— બ્હીકણને પૂછો કે તેને બચવાની જરૂર છે ?

બળતારામ: ચાલ, ચાલ, બસ હવે, એ બાબત કાંઇ સવાલો પૂછવાની જરૂર નથી.

લલુતારામ: પૂછો રોગીને કે તેને રોગ મુકત થવું છે. પૂછો કૃપણને કે તેને કાંચનની ગરજ છે...પૂછો...

બળતારામ: પૂછો મુર્ખ ને કે તેને બકવા કરવો છે; આ

છોકરાને શું થઈ આવ્યું ? કોઈ કાંઇ જવાબ આપી શકે તેમ છેજ નહી, ત્યાં આ પ્રશ્નની પરંપરા શી ? જો કામસર પૂછવું હોય તો પૂછ આ બાળાને કે તને સુખી કરવા સંમતિ આપે.

ભુલક્ષ્મી: અરે, એમની આવી અસામાન્ય ઉત્સુકતા મને એમની વૃત્તિને અનુકુળ થવા દોરે છે—દબાવે છે. તો પણ એકદમ અનુકુળ થઈ એમની આ વિનંતિનો તુરત સતકાર કરવાથી એમના મનમાં મારે વિષે હલકો વિચાર આવવાનો કે કેમ નહિ લલુતારામ ?

લલુતારામ; ( સ્વગત ) આતો ફરી ફસાયા. ( પ્રગટ ) ના બાઇ એમ નથી, એવું કાંઈ છેજ નહી. તોપણ તમે કાંઈ દાબ વિષે બોલ્યા ને. આવી બાબતમાં દબાણ કરવાથી હું દૂરજ રહેવાનો; હજુ પણ હું કહું છું કે તમારી મરજી નિર્ભયતાથી જણાવો.

બળતારામઃ અલ્યા ચેલકા ! હું કહું છું કે, એમ કહેવાનો એ છોકરીને હકજ નથી. એ તો વરકન્યા થઇ ચૂકયાં; જો એ કાંઈ બોલતી નથી. મુંગુ રહેવું અને હા કહેવી એમાં કાંઇજ ફેર નથી. બાળાઓની હા કહેવાની આપણુ એક રીત છે.

લલુતારામ: પણ પિતાજી, એ કાંઈ દાબ વિષે બોલ્યા તે એમની મનોવૃત્તિને પરાણે ખેંચવી એ કેટલી નિર્દયતા ?

બળતારામ: હું કહું છું કે અહિં નિર્દયતાની વાતજ નથી. અલ્યા, જડભરત, એટલું નથી જાણતો કે કન્યાઓ બીજાના દેખતાં સીધી રીતે હા કહેતી નથી ! જાઓ તમે બન્ને પેલા ખંડમાં, તમારા રંગમાં ભંગ પાડે તે મુરખનો

સરદાર! જાઓ, જાઓ, તમે, હું હવે એ બાબતમા એક અક્ષર પણ સાંભળવાનો નથી.

લુલુતારામ: પણ વડીલ મારે કહેવુ જોઇએ કે........

બળતારામ: એ કુરકુરીઆ, જા, જા, હવે નહીં તો મારે તને પરાણે ધકકેલવો પડશે. મૂર્ખ કૂતરો, પણ એમાં કાંઇજ અજબ થવા જેવું નથી. છોકરો તદ્દન એની માના જેવોજ છે.

(ભુલક્ષ્મી તથા લુલુતારામ જાય છે.)

(બળતારામની સ્ત્રી બહુસ્મિતા આવે છે.)

બહુસ્મિતા: વ્હાલા, હું કાંઇ લાવી છું તેથી તમને હસવુંજ આવશે.

બળતારામ: જો એમ થાય તો આપણે સો સો રૂપીઆની શરત.

બહુસ્મિતાં: એક કાગળ, અને અક્ષર જાણીતા હોવાથી મેં તે ફોડયો.

બળતારામ: વારૂ, તેં એમ શાથી જાણ્યું કે મારો કાગળ ફોડવાથી હું રાજી થઇશ ?

બહુસ્મિતા: એ તો ચંદ્રપુરનો, તમારી બેન તરફનો છે. તેમાં એક ખુશ ખબર છે. વાંચો તો ખરા જલદી વાંચો !

બળતારામ: શી ફેશનવાળું આ પરબીડીયું ? મારી બેનમાં કેટલાક સદ્‌ગુણ છે. પણ કાગળ કેમ બંધ કરવો તે શીખવતા તો હું થાકયો.

બહુસ્મિતા: મોં બંધ કરાવો, જીભ બંધ કરાવો, એટલે બધુંએ આવડશે. અંદર લખેલું તો વાંચો.

( બળતારામ વાંચે છે. )

ચંદ્રપુર, આશ્વીન પુર્ણીમા.

વ્હાલાભાઇ,

.....એક ભલા ધનવાન ગ્રહસ્થે વસુદ્ધાનો વિવાહ કરવા વારંવાર વિનંતિ કરી છે. તેમના વચ્ચે પરસ્પર ગાઢો સ્નેહ હોય તેમ જણાય છે. વસુદ્ધા મારે મોઢે તો કાંઇ બોલતી નથી પણ એની મરજી એવા જણાય છે કે પરણવું તો એનેજ. તમે જાણો તો છોજ કે આવો વખત વારંવાર આવતો નથી. તમારી સારી સમજણ એના થનાર પતિનું દ્રવ્ય, તથા બીજો બધો સબંધ જોઇએ તેવો છે તે વિચારી તમે એનો વાંક નહી કાઢો...

લી.

સૌ. રૂચીરાના પ્રણામ.

બળતારામઃ મારી છોકરી ! છાનીમાની ! એક ધનવાનને પરણવાની ! ખરેખર કેવા સારા સમાચાર ! મને એ બાબતની જરા પણ જાણ પડી નહી. એ નાનકી ઘેર આવી ત્યારથી કેવી ભારેખમ થઇને ફરે છે ! કોઇપણ પ્રકારે વડીલોને કાંઇ ખબરજ ના કરવી ! તો પણ એ કાંઈ વાત સંતાડતી હોય એવો આભાસ તો પડે છે.

બહુસ્મિતાઃ ઠીક પ્રેમ છુપાવ્યો, પણ પરણવાનું કાંઈ છુપાવશે ? તે તો વાજતે ગાજતેજ થવાનું કની ?

બળતારામઃ એ સ્ત્રી, હું તને કહું છું કે, લગ્નની ધામધુમ એ બહુજ મૂર્ખાઇ ભરેલી રૂઢી છે વિવાહ પ્રકરણમાં સર્વથી ગંભીર અને અગત્યનું શું છે તેની આ સ્ત્રીને જરા પણ સમજ પડવાની નહી.

બહુસ્મિતાઃ ત્યારે શું મારે એમની ઉત્તર ક્રિયા નો વિચાર કરવો? બોલો, વ્હાલા, તમે અત્યારે કહી શકો તે કરતાં મેં તમને વધારે સુખ નથી આપ્યું? મારા વિના પેલા દંભદાસ જેણે ત્રિજોરી ખ તામાંથી ભુલક્ષ્મીનો હક નકી કરવાનું કબુલ કર્યું છે, તેને તમે ઓળખી શકત? દ્રવ્યમંદા ને ત્યાં મીજબાનીમાં કોણે પ્હેલી એની ઓળખ કરાવી? ભુલક્ષ્મીની બાબતમાં મદદ કરવાનું વચન કોણે અપાવ્યું? એ ખાસ વગવાળા નથી? જેઓ ધારે તે કરે એવા સત્તાધારી છે તેમની પાસે એ પોતાનું ધાર્યું કરાવે તેવા નથી? તમારા નિત્યના બળાપા અને શોકમય વાતોથી એવા પુરૂષને ઓળખવાનો પ્રસંગ આવત?

બળતારામઃ મારે એટલું તો કહેવું પડે છે કે તે કામનો માણસ છે. પણ મને નવાઇ તો એ લાગે છે કે, ભાઇ જ્યારે બધી દુનીઆને ઠેકાણે પાડવાને શુરા છે ત્યારે એમનો પોતાનોજ કેમ કાંઇ શુકરવાર કરતા નથી?

બહુસ્મિતાઃ તે તો કદાચ એમની સુક્ષ્મ દ્રષ્ટિને લીધે હશે. મોટા માણસો એકદમ સંતોષ પામતા નથી.

(એક લાલીઓ આવે છે.)

લાલીઓઃ છાબ, ડંભદાસ છેઠે મને એકડમ મોકલેલો. ટે ટમારી પાહે એકડમ આવટા છે. ચાર પાંચ હકમ આપટા છે. બે ટન કાગળ વાંચટા છે. એક વકીલને મલટા છે અને ચાર છ મીલટમાં એકા આવટા છે.

બહુસ્મિતાઃ વ્હાલા, જોયું કે? કેવું મોટું ખાતું? ભલે ભાઇ, તારા શેઠને કહેજે કે, એમના પધારવાથી અમને ઘણી શોભા છે. આથી ઉંચા પ્રકારનો વ્હેવાર કોઇએ કયાંઇ જોયો છે? હાલમાં મોટા માણસો સંદેશા સારૂ મુદ્દામ માણસોજ મોકલે છે.

બળતારામઃ એના જેવો નાનાં કામ પણ મોટા દમામથી કરવા વાળો, તથા એના જેટલા માનને યોગ્ય, ખરેખર હાલમાં કોઇ નથી. પણ એ પ્રમાણે વર્તવામાં એ વાજબીજ છે. આ દોરંગી દુનીઆ માગે તેનેજ માન આપે છે.

બહુસ્મિતાઃ દુનીયાનીતો વાતજ ના કરવી. અત્યાર સુધીમાં આથી વધારે આનંદી સ્થિતિમાં તમે નહોતા. ચાલો, તેમનો યોગ્ય સતરાર કરવાની તૈયારી કરીએ. (બારણે મોટો ધબકારો સંભળાય છે) અરે આ અવાજથીજ જણાય છે કે એતો એજ.

બળતારામઃ ખરેખર એજ જેમ દસ્તાવેજની પાછળ સહી તેમ એના મુદ્દામ માણસની પાછળ એ. ભલે, તું એનો સતકાર કર, એટલામાં હું પેલી ચેલકીને તેના બાપ તથા કાકીથી છાના વિવાહીત થવા સારૂ બોલ કહેતો આવું હું જરા ગુસ્સે થયલો દેખાઇશ, નહિંતો એ પણ મારા અધિકારને ઘોળી પીતાં શીખશે.

(જાય છે.)

( મંત્રી જોડે વાત કરતા દંભદાસ દાખલ થાય છે. )

દંભદાસઃ અને જો વેત્રવતીનો વકીલ, અથવા પેલો જીવખાતો ગરાસીઓ, આવે તો ચોખ્ખું કહેવું કે હું ઘરમાં નથી. છટ એવાઓને સારૂં હું કાંઇ નકામી પીડા વ્હોરનાર નથી

( બહુસ્મિતાને) પ્રિય બાઇ સાહેબ, મેં આ અધ ઘડી ગમે તેમ કરી કાઢી છે–( મંત્રીને) અને જો પેલા તાકીદના કાગળો દરબારના, તૈયાર થયા હોય તો તુરત રવાના કરવા; તે ઘણુાજ જરૂરી છે.–બાઇ સાહેબ, હું તમારી હજાર ક્ષમા માગુ છું.

બહુસ્મિતાઃ સાહેબ, આ માન................

દંભદાસઃ અને દુર્ભાગસીંહ, ખુણાગલીમાંથી માણસ આવે તો તેનું કામ ત્હારે તરત કરી આપવું શું કહું છું ? જો યાદ રાખજે. બાઇ સાહેબ હુ દશ હજાર વાર ક્ષમા માગુ છું. અને જો કાંતાર દેશનો એલચી આવે, પણ હું જાણુ છું કે તે ભાગ્યેજ આવશે. અને હવે બાઇસાહેબ હું તમારો તાબેદાર નમ્ર સેવક છું, તે કહેવાનું તમારી રજાથી જે માન મને મળ્યું છે અને તેથી જે આનંદ મને મળે છે તે બતલાવવાનો આ હમણાંજ મને પ્રસંગ મળ્યો.

બહુસ્મિતાઃ માન અને ખુશાલી એ સઘળું તો સાહેબ અમને છે, તોપણ તમને રોકવામાં ખરેખર હું જનહિતને લુંટું છું.

દંભદાસઃ સુંદરીઓના સેવક થવું હોય ત્યાં જનહિત જાય જહાનમમાં અહો ! મારા બધા વખતનો હું આવો રૂડો ઉપયોગ કરૂં, તો કેવું સારૂં ! તમે અમારા જેવા ધંધાર્થીઓ ની દયા નથી ખાતાં ! હંમેશ આનું આજ કોઇ જગ્યા સારૂ સીફારસ કરાવે, તો કોઇ પેનસનના વાંધા પતાવવા આવે, કોઇ નાણાં માગે, કોઇ નોકરી માગે, કોઇને દાન તો કોઇને દક્ષણા જોઇએ, કોઇને વળી સાથે ફરવાનીએ ઇચ્છા હોય; કોઇને કાંઇ તો કોઇને કાંઇ; અને સર્વ કોઇ સલાહ માગો હું જાણુંછું કે તમે અમારી દયા ખાઓ છો. હા, હું સમજુ છું કે તમે દયા ખાઓછોજ.

**બહુસ્મિતા** ખોટું ના લગાડતા સાહેબ, પણ અલ્પતરંગ કહે છે કે
“ભાર વ્હેવો રાજ્યનો તે તો ખુશાલી છે ભલી.”

**દંભદાસઃ** અલ્પતરંગ! અલ્પતરંગ! શું એ કોઇ રાજ મંત્રી છે?

**બહુસ્મિતાઃ** સાહેબ, એ નામના હાલના કવિ.

**દંભદાસઃ** અહા! હાલનો કવિ! અમે ધંધાર્થીઓ હાલનાને ધિક્કારીએ છીએ, ને જુના વાંચવાની અમને નવરાશ નથી. અમારી બૈરીઓને છોકરીઓને એ કવિતા બવિતા ઠીક પડે પણ તે કાંઈ અમારે સારૂ નથી. હું સત્ય કહું છું, બાઇ સાહેબ, કે ગ્રંથોનાં થોથાં મેં ઉથલાવ્યાં નથી, તેમાં ગોથાં પણ ખાધાં નથી. તો પણ જમીન માર્ગે ચાલતો વ્યાપાર, હુંડીપત્રી, બાળકનાં મરણ, સ્ત્રીની સમાનતા, પુરૂષના ઉદ્યોગ, મનોરાજ્ય, ગૃહરાજ્ય, દેશીરાજ્ય, સ્વરાજ્ય રૂપાનું ચલણ, લડાઈ કે દુશ્કાળ વિગેરે ઉપર બબે કલાક બોલવું હોય તો કાંઇ હીસાબ નહી.

**બહુસ્મિતાઃ** હરેક બાબતમાં દંભદાસની શ્રેષ્ઠતાથી દુનીઆ અજ્ઞાન નથી.

**દંભદાસઃ** દેવના કસમ ખાઈ કહીશ કે, તમે મને શરમાવી નાખોછો. હું દુનીઆમાં કાંઈજ નથી, કોઇજ નથી. એક માત્ર અજાણ્યો ગૃહસ્થ! ખરેખર વળી હાલના એક બે રાજમંત્રીઓ હું બહુ આગળ પડતો છું એમ પોતાની ખુશીથી જણાવે છે. હું જાણું છું કે તેઓની નાની સરખી દરબારમાં તેઓ મારે વિષે ગુપચુપ વાતો કરે છે; તોપણ હું મારા કસમ ઉપર કહુંછું, કે તેમ કરવાને તેમને શું કારણ હશે, તે હું બીલકુલ સમજી શકતો નથી. માણસ નહી પણ ગુણ તરફજ હું હમેશ વળુંછું, અને જે કાંઈ માનભર્યું હોય તેના સોગન

લઇને કહું છું કે, મારા ગુસ્સાથી એક મનુષ્યને મનુષ્ય તરીકે એટલે માણસ તરીકેના ખાનગી હકની બાબતમાં કોઈ પણ વખતે કાંઇ પણ અડચણ થઇજ નથી.

બહુસ્મિતા કેટલી મોટાઈ ને તે સાથે કેટલો વિનય

દંભદાસ જો બાઇ સાહેબ, તમે વિનય વિશેજ કહેતાં હો તો તે બાબતમાં તો હું વખાણને પાત્રછું વિનય એજ મારો વાંક છે. પ્રસ્થાનપુરના શેખ મારે વિષે એમજ કહે છે. તે કહે છે કે "દંભદાસને હું ચાહુછું. દરેક વસ્તુનું સુક્ષ્મ જ્ઞાન એના જેટલું બીજા કોઇને નથી; બધી બાતમી રાખનાર તો એજ; જયારે બોલવા ઉભો થાય ત્યારે તો કાંઇ મણાજ નહિ બધા એની આગળ પાણી ભરે; તોપણ દરેક માણસમાં કાંઇ ખોડ તો હોયજ. એની ખોડ એ કે એ બહુ વિનયી છે." આ પ્રમાણે એ ખાનખાનાન જાતે કહે છે,

બહુસ્મિતા તેમ છતાં હું તો કહીશ કે, તમારા મિત્રોનાં કામ કરવામાં તો તમે જરા પણ કચ્ચાશ રાખતા નથી.

દંભદાસ: અરે એવી બાબતમાં તો બંદા આદુ ખાઇનેજ અડવાના. હા, ઠીક યાદ આવ્યુ. આ હમણાંજ ભુલક્ષ્મી ના કામ બાબત હું એક નામીચા રાજદ્વારીને સમજાવતો હતો. નામ નહિં દેવાં એ તો અમારા જેવાનો એક ખાસ નિયમ છે; જે બાબત મેં મનપર લીધી તે થઇજ જાણો. હું મારા દોસ્તનું કાંડું પકડી કહેવાનો કે એમાં ઢીલ ચાલેજ નહી. એક સુંદર કન્યા! આટલું કરી આપવાથી તેના હકમાં લાભ થવાનો; મારી ઓળખાણ ની! વગવાળી! કામ તો થવુંજ જોઇએ. રાજમંત્રી,

રાજમંત્રી ? હું ફરીથી કહું છું કે, એ બાળાનું કાર્ય તો થવુંજ જોઇએ. બાઈ, કામ કઢાવવાની આ અમારી કળા

**બહુસ્મિતા** અહો, મારા સુખની શી સીમા. તમે આ બધું રાજમંત્રી ને–દિવાન સાહેબને કહ્યું ? દિવાન સાહેબને મહોડા મહોઠ આ પ્રમાણે કહ્યું ?

**દંભદાસ** રાજમંત્રી ! હું એમ બોલ્યોજ નથી. તમે સાંભળ્યું ? હું રાજમંત્રી બોલ્યો ? અરરર ! તમે એ નામ સાંભળ્યું એમ કહોછો ત્યારે એ બિના ના પાડવા હું લાચાર છું મેં એ પ્રમાણે દિવાન સાહેબને, રાજમંત્રીનેજ કહ્યું.

**બહુસ્મિતા** તમે તો ત્યારે એકદમ શીખર ઉપરજ પહોંચ્યા. નીચલાઓને તો કંઈ પુછવાનુંજ નહી મધુવનને આ કામ સોપ્યું હોત તો નીચલા માણસ સાથેજ કામ પતાવત.

**દંભદાસ** મધુવન ! હાહાહાહા ! તે એક ખરેખર શ્રીમાન ગૃહસ્થ હતા. હાલમાં એના ઉપર શું આવી પડયું છે તે તો તમે સાંભળ્યું હશે.

**બહુસ્મિતા** ગરીબ બિચારો ! હું ધારૂંછું કે કાંઇ અકસ્માત તો થયો નથી ?

**દંભદાસ** બાઇ વિનાશ એટલામાંબધું સમજી લો.એના માગનારાઓ એ એને સપડાવ્યો, ઘેર્યો છે, પોતાનાજ ઘરમાં એ કેદી છે.

**બહુસ્મિતા** પોતાનાજ ઘરમાં કેદી ? શું કહોછો ? આજ વખતે? હું એમને સારૂ બહુ દીલગીર છું.

**દંભદાસ** મને પણ બહુ લાગે છે. ખરેખર એ માણસ તો બેહદ ભલો, નીખાલસ દીલનો; પણ એનામાં કાંઇ રામ હોય એવું મને તો કોઇ દિવસે જણાયું નથી.

બહુસ્મિતા એનો સ્વભાવ ખરેખર તદ્દન નિર્દોષ, કેટલાક એમ ધારે છે કે એ જડબુદ્ધિના છે પણ આપણે તો એ બાબત મનમાંજ રાખેલી.

દંભદાસ બાઇ હવે કાંઇ તે મનમાં રાખી શકાય તેમ છે ! હાલના ઝેલ્લાં નવા નાટકમાં કસ હોય તો એ ભાઇમાં હોય; વ્યવહારમાં તો તદ્દન નકામો. એ કાંઇ કામ કરી શકે એમ છે કે નહી તેની મેં એક બે વખત તપાસ કરેલી, પણ ચીઠી લઇ જનાર ચાકર જેટલી પણ ભાઇમાં ભાગ્યેજ અક્કલ હશે.

બહુસ્મિતાઃ તે છતાં ભુલક્ષ્મીના એમની બાબત કેવા જુદા વિચાર છે ? મારા જાણવા પ્રમાણે તો એ છોકરી આ બધા અવગુણ છતાં એને ચાહે છે.

દંભદાસઃ ચાહે છે ! એ બાળા ખરેખર એને ચાહે છે! તમારે ત્યારે એ બાબતમાં એને ખાસ ચેતવણી આપવી. હાલમાંજ જ્યારે એ ભારી ગુંચવણમાં છે. તે વખતેજ એ બાળાને ત્યાં મોકલી હોય તો કેમ ? હું કસમ ઉપર કહીશ કે એથી એકદમ એની આંખો ઉઘડશે પ્રેમ અને પીડા એ એક બીજાથી તદ્દન ઉલટા છે. ચાલો બીજા ખંડમાં એને મળીએ. ભુલક્ષ્મી એક સુંદર કન્યા છે, એની પાસે દ્રવ્ય પણ ઠીક છે. એને આમ નાંખી દેવી જોઇએ નહી. મારી પ્રતિષ્ટા ઉપર હું કહીશ કે મારૂં મન પણ ત્યાં છે. આવીજ રીતે એ ગમે તેમ આપી દેવાતી હોય તો પછી હું તેને પરણવામાં બાધ ગણું નહી. (જાય છે.)

( વસુદા અને લલુતારામ આવે છે. )

લલુતારામઃ બડાલી વસુ, હું ખરેખર કહું છું કે, એ ના જ કહે

એવી રીતે હું વર્ત્યો, તેથી ભુલક્ષ્મી મારો સ્વીકાર નહી કરે એમ માનવાને મને દરેક કારણ હતું. ખરેખર એનો આવો અવિનય મને ચકિત કરે છે.

વસુદા: તમારા ગુણને જાણવા એ શું અવિનય કહેવાય? એમજ હોય તો પછી મારા જેવી મુર્ખી કોણ?

લલુતારામ: પણ વ્હાલી તું ભુલે છે. જે કળા મેં તારી સાથે મારા ગુણ દર્શાવવામાં વાપરી, તેજ કળા તે મારા ગુણ ન જાણે તેમ કરવામાં કામે લગાડી. બોલ હવે એથી વધારે શું કરી શકું.?

વસુદા: હાલ તો એ વિચારવાનું છે કે હવે પછી શું કરવું? આપણો ઢોંગ બહુ લંબાયો. હું તો હવે બહુ શરમાઉં છું. મને હવે કંટાળોજ આવ્યો છે. બીજા કોઈને સારૂ હું આટલુ બધું વેઠત નહી.

લલુતારામ: અને તુ મારી સંપૂર્ણ મરજી પ્રમાણે ચાલી તો મારી લાગણી કાંઇ ઓછી નથી. ભલે બધા મિત્રો ખસી જાય, ભલે બધું દ્રવ્ય જતુ રહે, તોપણ વ્હાલી આપણે સંતોષ છોડવો નહી.

વસુદા: સુખી થવાનું સાધન જયારે આપણા હાથમાં છે ત્યારે વિલંબ શા સારૂ કરવો? ધારો કે, તમારા પિતાનો મારા પ્રત્યેનો સ્નેહ ખરેખરો છે પણ જે મમતા તે હાલ માની લીધેલી છોકરી તરફ ધરાવે છે. તેજ એક ઢોંગી કન્યા તરફ રાખસે. એ માનવું મુશ્કેલ છે.

લલુતારામ: એની એજ મમતા ચાલુ રહેશે, એમ માનવાને મને તો ઘણાં કારણ છે. એમને ઘણાજ થોડા માણસ સાથે પિછાન છે, તેથી જેની તરફ એમની એક વખત લાગણી થઇ, તે એકદમ ખસવાની નહી. એમાં તે પણ ગાંધર્વ

વિવાહથી પરણેલા; આ સંબંધી મોઘમ વાત થતાં એમના બધા ઉત્તર આપણને અનુકૂળ મળેલા; વળી એક બે વાત એમણે કહી તે ઉપરથી અનુમાન બંધાય કે, એ આપણી બાબત પણ કાંઇક જાણે છે.

વસુદા: શું ખરેખર ! પણ એ પ્રસંગની આશા રાખવી એ તો દુર્લભજ તો.

લલુતારામ: તે ગમે તેમ હોય પણ એટલું તો નકીજ છે કે એ તારૂં કહ્યું માને છે. હું ધારૂં છું કે તું જો આપણી સ્થિતિ વિષે કાંઇક યુક્તિથી એમને વાકેફ કરે તો કદાચ આપણું કામ થાય.

વસુદા: તમે તો ભૂલક્ષ્મીની બાબતમાં પણ એવુંજ કાંઇ ધારતા હતા. ત્યાં શું કરી આવ્યા તેતો તમે જાણોજ છો.

લલુતારામ: અને ફરીથી આવો પ્રયત્ન કરવાનું ઘણે ભાગે તો એજ કારણ છે.

વસુદા: એમજ હોય તો તમારા કહેવા પ્રમાણે કરવા હું તયાર છું.

લલુતારામ: આપણી આશા પુરણ કરવાજ જાણે તે આ તરફ આવે છે. વ્હાલી વસુ, તું નિશ્ચય એક રાખજે હું સંભળાય એટલે દુર ઉભો છું, અને તારા ભયમાં ભાગ લેવા કે તારો આનંદ સંપૂર્ણ કરવા હુ વેળાસર આવી પહોંચીશ. (તે જાય છે.)

(બળતારામ આવે છે.)

બળતારામ: હા, મારે તેને માફી આપવીજ જોઇએ. તો પણ એકદમ તો નહીજ. એના ઉપર દાબ બેસાડવા જરા ગુસ્સે તો થવુ. રૂઢી પ્રમાણે ચાલવુ હોય તો એમ

થવુંજ જોઈએ.

વસુદા: (સ્વગત) એમની પાસે જતાં હું કેવી ધ્રુજું છું ? (પ્રગટ) વડીલ, તમારા વિચારમાં ભંગ પાડવાની હું હીમત કરૂં કે?

બળતારામ: નહીં છોકરી, જ્યાં સ્નેહ છે ત્યાં એ ભંગ સંભવેજ નહીં. સ્નેહમાં એવી ઝીણી હરકત જોવાતીજ નથી.

વસુદા: મુરબ્બી, તમે બહુજ હેત રાખો છો. એવા હેતની હું હકદાર નથી, એ વાત હું કેવી સારી રીતે જાણું છું તો પણ પ્રભુ જાણે છે, કે એવું હેત મેળવવા હું કાંઇ પણ બાકી રાખું તેમ નથી.

બળતારામ: તો પણ નાનકી, તેં મારો સ્નેહ ઘણી સારી રીતે મેળવ્યો છે. છોકરી, તારી રીતભાતજ એવી છે કે ઘણા મોટા ગુના સિવાય તને બધેજ ક્ષમા મળી શકે

વસુદા: પણ મારો ગુનો એવો એવો છે........જ્યારે તમે મારો અપરાધ જાણશો...........હા, તમને તે ખબર પડશે ........અરરર, મને તે કહેતાં બહુ દુઃખ લાગે છે........ શરમ આવે છે.......

બળતારામ: ઘણુંજ દુઃખ લાગતું હોય તો તે કહેવાની તસ્દી લેવા કાંઇજ જરૂર નથી; તું એક શબ્દ પણ બોલે તે પહેલાં તો હું બધું જાણું છું.

વસુદા: ખરેખર ત્યારે તો મારૂં આવી બન્યું ?

બળતારામ: એ છોકરી, તું મારાથી વિવાહ છુપાવતી હતી કે કેમ ? મારે એવું ધારવું કે મારા કુટુંબમાં લગન થાય ત્યાં હુજ પૂછવા યોગ્ય નહી ! મારાંજ છોકરાંનાં વિવાહમાં મારો હાથ નહિ ? ના, હું તો જાણે છુંજ નહીં ! જાણે કુટુંબની એક જડ ચીજ ! જાણે ખુણામાં

નાખી મેલવાની એક ભાગલી ચીની !!

વસુદા: મુરબ્બી, તમારા ધાકને લીધેજ અમે કાંઇ બોલેલાં નહિં.

બળતારામ: નહિ, નહિ, અમે તે કોણ ! અમે તે શા હીસાબમાં ? જાણે મહોડામાં બીડી ઘાલી ઉભેલું એક પુતળુ ! (સ્વગત) આથી એને વધારે ચીઢવવી એ હવે મને ઠીક લાગતું નથી.

વસુદા: તમે ગુસ્સે થશો એ હું જાણતીજ હતી. અંહી આવી ત્યારે પણ માફી મળવાની નિરાશાજ હતી; તોપણ તમારા આ ઠપકાથી મારો સ્નેહ ઓછો નહિ થાય; હું વ્યાજબીજ શિક્ષા ખમું છું.

બળતારામ: તોપણ છોકરી તારે નિરાશ થવું નહિ. આશા અમર છે એમ આપણે બધાએ માનવું.

વસુદા: વડીલ તમે મને આશા રાખવાનું કહો છો ? મને ક્ષમા મળશે ? અરરર ! આશાએ મને બહુ ઠગી છે. "આશા તું કેવી ધુતારી છે, તેં કેટલાને ઠગ્યા" એ વિચાર મારા મનમાંથી ખસતો નથી.

બળતારામ: છોકરી, હવે તે તને વધારે નહીં ઠગે. જા, તારો ગુનો માફ છે, તમને બધાને માફી આપું છું. તું ખરેખર હવે મારી કન્યા છે.

વસુદા: અહા ! કેટલા આનંદની વાત !! આ ઓચિંતા હેતભાર નીચે હું દબાઇ જાઉં છું.

બળતારામ: છોકરાં ઉપર સખત ના થવું એવો મારો દૃઢ નિશ્ચય છે. અમે પણ જુવાન ને તુરંગી હતા. છોકરાં

તેમની વય પહેલાં ડાહ્યા ને ગંભીર થાય એ માનવું બહુ ભૂલભરેલું છે.

વસુદા: કેવી ઉદાર બુદ્ધિ ! તમે અમારૂં જુઠાણું ભુલી જશો ? જે જે ઢોંગ.........

બળતારામ પણ હેં નાનકી, તું ઢોંગી હતી ? પણ એવી કઇ છોકરી છે જે ધણીને સારૂ ઢોંગી ના થાય, અમે ઢોંગ ના કર્યો હોત તો વર વહુ થાત નહિ.

વસુદા આવી ઉદાર બુધ્ધિને કસવાનો બીજો પ્રસંગ કદી પણ લાવીશ નહી અને મારી મૂર્ખાઇ તથા તકસીરનો ભાગીદાર જે પોતાની ફરજ બજાવવામાં યોગ્ય અકકલ વાપરે છે, તેના તરફથી પણ કહીશ કે.....

( લલુતારામ દાખલ થાય છે. )

લલુતારામઃ એ ખુલાસો એને જાતેજ કરવા દો. ( ઘુંટણીએ પડીને ) આ દુર્લભ ક્ષમાને સારૂ મને મારો આભાર જણાવવા દો. તમારી અત્યાર સુધીની બધી વત્સલતાની આનાથી તો હદ આવી; હવે હુ હીંમતથી અને ગર્વ ધરીને કહીશ કે. મારા પિતા ઘણાજ માયાળુ છે. આ ઉપકાર સાથે સરખાવતાં મને જન્મ આપ્યો તે સુખ કાંઇ ગણતીમાંજ નથી.

બળતારામ ભલા ભાઇ, આવી ડોળદમામની રીત અને ગંભીર ચહેરા સાથે તમને અહીં કોણે બોલાવ્યા ? આ પ્રસંગે તમારા આભારની જરૂરજ શી છે ? મને આ બધું કાંઇ સમજાતું નથી !

લલુતારામઃ શિરછત્ર, મને આટલો બધો આભારી કર્યો ત્યારે મારે મુંગા રહેવું ? તમારો આભાર માનવાના મારા

આનંદમાંથી, મારી વસુદાએ આભાર માન્યો તેમાંથી, ઉમેરો કરવામાંથી, તથા જે આનંદ અને ખુશાલી તમે હાલ આપ્યાં તેમાં ભાગ લેવામાંથી, મનેજ બાતલ કરશો ?

બળતારામ: ભલા ભગવાન ! તમારા અહીં આવ્યા સિવાય અમને જોઈએ તેટલો આનદ મળવાનું કારણ છે. આજ આખો દહાડો થયાં આ છોકરાને શું થયું છે ? આજ સવારનો તે કાંઇ કાંઇ ઘેલાંજ કહાડયા કરે છે.

લલુતારામ: મારૂં આટલું બધું હિત થાય ત્યારે ખુશી થવું એ મારૂં કામ નહીં ? શિરછત્રની છાયા એ શું ઓછા સુખની વાત છે ? વસુદાને વિવાહિત કરવી એ આનંદની પરિસિમા નથી ?

બળતારામ: વસુદાને વિવાહિત કરવી ? વસુદાને ! બેનને પરણવું ! છોકરા તેં તારી અક્કલ કયાં ગુમાવી ? તારી પોતાની બેનને !!

લલુતારામ: મારી બેન !

વસુદા: બેન ! હું કેવી ભુલાવામાં પડી ( સ્વગત )

લલુતારામ: ( સ્વગત ) કાંઇ વિચિત્ર ભુલાવાનું આ પરિણામ છે.

બળતારામ: ઝલ્યા જંગલી, તું શું કહે છે ? તારા બોલવાનો કાંઇ અર્થ છે ? એ મગજના ફાટેલા ! તું શું બોલ્યો ?

લલુતારામ: અર્થ ? મુરબ્બી....કેમ વડીલ, જ્યારે મારી બેન પરણવાની છે ત્યારે હું પરણાવવા બેસું એટલે કન્યા

દાનનો મેં નિશ્ચય કરેલો.

**બળતારામઃ** અહો, એજ કે ! કન્યાદાનનો ! એવા એવા ઠરાવ કરવા પહેલાં તારી જાતને તો આપી દેવાનું નકી કર. આજ ક્ષણે તારા અને ભુલક્ષ્મીના વિવાહનું ખત તૈયાર કરૂં છું. આ નકામી ધાંધળ શી ? ચાલ, કેમ હવે શું થયું! હું ધારૂં છું કે તારી મરજી પ્રમાણે મેં તને સુખી કર્યો છે.

**વસુદાઃ** અહા ! ખરેખર, ઘણોજ સુખી ! !

**બળતારામઃ** ઓ છોકરી, તું કાંઇ સમજતી હોય તેમ દેખાય છે. ખરેખર, તું કાંઇક જાણે છે પણ તેવું કાંઇ હોય તો મારા કાન ચાર છે બધી બાતમી તો હું રાખું છું તે છતાં મારા જાણવામાં તો કાંઇ નથી.

(જાય છે.)

( લલુતારામ અને વસુદા )

**વસુદાઃ** હવે શું સમજવું ?

**લલુતારામઃ** એ કાંઇક જાણે છે પણ શું તે કાંઇ કળાતુ નથી.

**વસુદાઃ** મારી એટલી તો નજર પહોંચે છે કે, આપણો આ સબંધ તો તે જાણતા નથી.

**લલુતારામઃ** વ્હાલી, તે ગમે તેમ હોય પણ હવે આ દુઃખ ફરી ન વેઠવું પડે એવો રસ્તો લેવા ધારૂં છું. આજ સાંજનાંજ આપણે ગમે ત્યાં જઇ ગાંધર્વ વિવાહ કરીશું. મારા મિત્ર શ્રીમાન મધુવને મને સલાહ તથા દ્રવ્ય આપવાનું વચન આપ્યું છે. હું ત્યાંજ જાઉં છું એના ભલા હૃદયમાં આપણું આ દુઃખ કહેવાથી અસર થશે. એ હૃદય એટલું તો ભોળું છે કે કદાચ આપણું દુઃખ ટાળી નહી શકે તો તેમાં ભાગ તો લેશેજ

(બન્ને જાય છે )

દ્વિતીય અંક સમાપ્ત.

## અંક ૩ જો.

---

સ્થળ: શ્રીમાન મધુવન શેઠનું મકાન

એલીઝ, શ્રીમાન મધુવન, સીપાઇ.

એલીઝ: જુઓ સાહેબ, તમારા જેવા સારા આબરૂદાર ગૃહસ્થો સાથે મારે ઘણા પ્રસંગ પડયા છે, માટે તમારે તમારી આબરૂ ઓછી થઇ, એમ જરા પણ માનવું નહિં. દસ બાર હજારની શરત મારનારાઓને પણ મેં સપડાવ્યા છે. મારા કરતાં વધારે આવકવાળા આ શહેરમાં ભાગ્યેજ મળશે.

મધુવન: (કાંઇ પણ પુછપરછ કર્યા વગર)-હવે ભાઇ તમારૂં નામ શું? હું ભુલી ગયો સાહેબ.

એલીઝ: જે તમે આજુવાજ નથી તે ભુલ્યા શી રીતે? હાહાહાહા!

મધુવન: હું તમારૂં નામ પુછવાની રજા લઉં સાહેબ ?

બેલીફ: હા; બેલાશક લો.

મધુવન: ત્યારે મારી વિનંતી છે કે, સાહેબનું નામ શું છે તે જાહેર કરવાંની સાહેબે તસ્દી લેવી.

બેલીફ: તે કહેવાને અમે કાંઈ બંધાયેલા ન[illegible] હાહાહાહા ? જેમ અમે કાયદાની જાણનારાઓ બોલીએ છીએ તેમ મશ્કરીથી કાંઈ હક મળે નહી

મધુવન; તમારે તે નહી કહેવાને કદાચ કાંઇ કારણ હશે.

બેલીફ: કાયદો જાણનારાઓ કારણ વિના કાંઈ કરે છે ? હું કોઇ પણ માણસને નામ નહી કહેવાને શરમાતો નથી અને જો તમે કારણ માગો કે મારૂં નામ જે કહું તેજ છે....પણ ચાલો મારૂં નામ ધનલાભ છે. હવે નામ જાણીને તમારે શું કહેવું છે ?

મધુવન: કાંઇ પણ નહિં; પણ ભલા ધનલાભ, મારે માત્ર એક વિનંતિ કરવાની છે.

ધનલાભ: જેમ અમે કોરટવાળાઓ કહીએ છીએ તેમ દાદ માગવી સ્હેલ, પણ મળવી મુસ્કેલ છે. કોઈ પણ વિનંતી સ્વિકારવા સામે મેં પ્રતિજ્ઞા કરી છે, ત્યારે તમે મારી સામે મનેજ જૂઠો પાડશો.

મધુવન: પણ મારી વિનંતી એવી ભલામણ ભરેલી આવશે કે તે સ્વિકારવામાં (ગજવામાંથી નોટોનું બંડલ કાઢે છે) તમને કાંઇ બાધ નડશે નહિં. વાત માત્ર આટલીજ છે કે આ નજીવી જેવી રકમ તો હું બે ત્રણ દિવસમાં ભરી દઈશ, પણ આ વાત જાહેર ન

થાય તે સારૂં તે પતી જાય ત્યાં સુધી તમને તથા તમારા મત્રને અહીંજ રાખવા વિચાર છે. તે દર-મિઆન તમારો યોગ્ય સતૂકાર તો થશેજ.

**ધનલાભઃ** અહો ! આ તો જુદીજ વાત છે. એનો સમાવેશ તો મારી પ્રતિજ્ઞામાં સંપૂર્ણ રીતે કરી શકાય. કારણ એક પ્રમાણિક માણસને જો કોઇ વાતથી કાંઇ લાભ થતો હોય તો બધી રીતે સચ્ચતાથી અને સહુકાઇથી વર્તવા મને વાંધો નથી.

**મધુવનઃ** બેશક, ભાઇ ધનલાભ, બધા વ્યાપાર ચાલતા રહેવા જોઇએ તમારો તો ઘણો કીમતી ધંધો છે. ( તેને નોટ આપે છે )

**ધનલાભઃ** અહો શેઠ, આવી રીતે હું મારી યોગ્ય ફરજ બજાઉં, તેમાં તમને ખોટું નહી લાગે, એમ ધારૂં છું; જે કોઇ ખરેખરો ગૃહસ્થ હોય, તેને મેં કદી દુભવ્યો નથી. જો મને જણાય કે એ ગૃહસ્થ, તે દાનો ઉદાર ગ્રહસ્થજ છે, તો તેની ઉદારતાનો લાભ લઇ દશ અઠવાડીઆં તેની સામે જોઉં નહિં.

**મધુવનઃ** ભાઈ ધનલાભ, ઉદાર દીલ રાખવું એ પણ એક સદગુણ છે.

**ધનલાભઃ** અરે સાહેબ, એ તો ખરો ખજાનો છે. દયાળુ દીલના માણસ મને બહુ ગમે છે. હું જાણતો તો નથી પણ મારૂં પોતાનું હૈયું પણ હેતાળ છે, એ ગુણને લીધે જે મેં જતું કર્યું છે તે જો બધું ભેગું કર્યું હોય તો તે આજે થવા જાય સુમારે...... ણ હવે એ વાતજ જવા દો.

મધુવનઃ ભાઈ ધનલાભ, એ તમે બોલ્યું છે એમ ગણુ-
શોજ નહી, સલુકાઇ–સાલસાઈથી આપણે વર્ત્યા હો-
ઇએ તેથી અંતઃકરણને જે સંતોષ થાય તે દુનીઆ-'
નુધરા માણુસો આપણી પાસેથી કાંઇ લુંટી શકનાર છે ?

ધનલાભઃ સલુકાઇ, સાહેબ, એક રત્ન છે. સોના કરતાં પણ
બહુ કીમતી છે. સલુકાઇ મને પસંદ છે. ભલે લોકો
બોલે કે, અમારા કામમાં અમે સલુકાઇ વાપરતા નથી,
પણ આજ ક્ષણે હું તેનું દ્રષ્ટાંત આપીશ. આ મારો
બટકો સીપાઇ ફરીદ છે, તેને એક બૈરી ને ચચ્ચાર
છોકરાં છે; બીજાને એનાથી બમણું આપો ને એને
પાંચ દશ આપો તો ઘણા. હવે જ્યારે એની બાબ-
તમાં હું પોતે કાંઇ કરી શકું એજ છેજ નહી, ત્યારે
તમારી રજા લઇને હું કહીશ કે, તમારે એની બાબત
વિચારવી.

મધુવનઃ ભાઇ ધનલાભ, હું ખરેખર કહું છું કે, તમારી ભ-
લામણ ઘણીજ યોગ્ય છે

( ફરીદને પૈસા આપે છે. )

ધનલાભઃ શેઠ તમે ખરેખરા ગૃહસ્થ છો. પૈસાનો કેવો ઉપ-
યોગ કરવો તે તમે સારી રીતે જાણુતા હો એમ મેં
નજરો નજર જોયું છે. પણ હવે કામની વાત કરીએ.
હું ધારૂં છું કે અમારે અહીં તમારા મિત્ર તરીકેજ
રહેવું. પણ એક 'કેસ' એવોજ ધારો કે કોઇ મ-
ળવાજ આવ્યું.......તો આ ફરીદનો ચહેરો તો સારો
છે પણ જેમ અમે કાયદાના જાણુનારાઓ કહીએ

છીએ તેમ એ હામ, દામ, ને ઠામ વગરનો છે. કપડાં સારાં પહેરવાં નહીં, ખીસ્સાં તો ખાલી...........

મધુવનઃ ઠીક, એ તો નિર્વિલએ સુધારી શકાશે.

(નોકર આવે છે.)

નોકરઃ સાહેબ, હેઠે ભુલક્ષ્મી પધાર્યાં છે.

મધુવનઃ કેવો ભાગ્યહીણ હું! એક પળ થોભવાનું કહે, આપણા સન્મિત્ર ફરીદખાનનો પોષાક જરા સુધારવો જોઇએ. અહીં આવ, લે આ કુંચી; મ્હારા કપડામાંથી એક સારી જોડ ઝટ લઇને કાઢી લાવ; પેલી ઘેરી રૂપેરી પટાવાલી—ચાલ જલદી—સાંભળ્યું કે?

નોકરઃ તે તો શેઠ, તમે પેલો ભાટ જેવો કવિતા બોલતો માંગણ આવેલો, તેને આપી દીધો છે.

મવનઃ ત્યારે સફેત સુનેરી પટાનો લાવ.

નોકરઃ સાહેબ, એ તો છેક માલ વગરનો લાગવાથી તમને પુછ્યા વગર મેં વેચી દીધો છે.

મધુવનઃ ઠીક ત્યારે જે હાથમાં આવે તે, પેલો કાળો પીળા પટાનો. હું ધારૂં છું છું કે ફરીદખાનને માટે કાળોજ ઠીક દેખાશે.

ધનલાભઃ ગમે તેવા પોષાકમાં એ સારો ન દેખાય તો તમારે મને જૂઠો કહેવો. શેઠ, તમે એ માંસના લોચાને એક વખત બરોબર ઓળખો તો રોજ બોલાવ્યા વિ રહોજ નહિ. એના જેવો શીકારબાજ આપણા દેશમાં જડે તેમ નથી. ગંધ પારખવામાં તો જાણે શિકારી કૂતરો. ચોંટનાર તો જાણે ઘો જેવો. શિયામ દેશની

રાણીના હજુરીઆઓનો એ ઉપરી હતો ત્યાંથી હું એને ખેંચી લાવ્યો છું.

( ફરીદ નવા પોષાકમાં આવે છે, )

અને તે એવો તો શોભે છે કે હું પણ એકાદ પોષાક અહીંથી લઇ લઊં તો કાંઈ હરકત જેવું નથી.

**મધુવન:** ભલે, ભલે; તે બાળા આવતી સંભળાય છે. ભાઇ ધનલાભ, તમારો મિત્ર કાંઈ બોલે નહી એમ તમે તેને સુચના આપી દેજો, અને તમે તો બોલાવ્યા વિના બોલશોજ નહી એવી મારી ખાત્રી છે.

**ધનલાભ:** મારે વિષે તો તમારે કાંઇ વ્હેમ રાખવોજ નહિ. એ બાઇ પણ જોશે કે બીજાને વાસ્તે તેમ મારેસારૂ હું કેવું કેવું કહી શકું છું. એક માણસ એક રીતે વાત કરે, બીજો માણસ વળી જુદીજ રીતે બોલે માણસ માણસમાં માત્ર એટલોજ ફેર

( ભુલક્ષ્મી તથા તેની દાસી આવે છે )

**ભુલક્ષ્મી:** હું અત્યારે એકાએક આવી તેથી તમને જરા નવાઇ તો લાગશે, પણ તમે જાણો છો કે, મારેસારૂ પુસ્તકો પસંદ કર્યા બદલ મારે તમારો આભાર માનવાનો છે.

**મધુવન:** શ્રીમતી, એમાં આભારની શી જરૂર છે, તમે મને આજ્ઞા કરી એજ મોટો ઉપકાર થયો. બેસો આ આસન ઉપર. ધનલાભ અને ફરીદખાન નામના આ બે મારા બહુ ભલા મિત્રો છે. ગૃહસ્થો હું વિનંતિ

કરૂં છું કે, આંહી કાંઈ ખાસ વિવેકની જરૂર નથી માટે તમે પણ બેસો.

ભુલક્ષ્મી: (સ્વગત) આ વિચિત્ર દેખાવના પુરૂષો કોણ હશે? મને ખબર મળી છે તે તો નહિ હોય! જણાય છે તો એમજ.

ધનલાભ: (જરા થોભીને) હવા મજાની છે, હાલના સમય પ્રમાણે રૂતુ ઠીક ચાલે છે બાઈ.

ફરીદખાન: ગામડે ફરવાને તો ઘણીજ મઝાની.

મધુવન: સ્વભાવિક રીતે સ્રીઓ અમલદાર તરફ આકર્ષાય છે આ મારા મિત્રોને ખરેખરે ઘણું કઢંગુ કામ કરવાનું છે. સુંદરીઓએ શુરાની મ્હેનતનો કેટલેક દરજે બદલો વાળવો જોઈએ.

ભુલક્ષ્મી: આપણે હરેક પ્રકારે આપણા અમલદાર વર્ગને ટેકો આપવો જોઈએ. હું ધારૂં છું કે આ ગ્રહસ્થો સેના ખાતાના છે.

મધુવન: અરે હા, તે લોકોને ત્યાં પણ કામગીરીએ જવું પડે છે. ઘણું મુશ્કેલી ભરેલું કામ!

ભુલક્ષ્મી: મારા જાણવામાં પણ એવુંજ આવ્યુ છે. ખરી વાત છે કે તેઓ ત્યાં જેટલું શુરત્વ બતાવે છે તેના યથા યોગ્ય વખાણનારા પણ આપણામાં મળતા નથી.

મધુવન: ખરેખર શ્રીમતી, આપણા શુરાઓ લઢ્યો છે તેટલું આપણા કવિઓ લખી શકયા નથી. તે લોકોએ તેમના થી બનતું કર્યું છે. અને પૌરસ કે પ્રતાપ એથી વધારે કરી શકત નહિ.

**ભુલક્ષ્મી:** જ્યારે એક નીરસ લખનાર સારા વિષયને કઢંગુરૂપ આપે છે ત્યારે મને બહુ ખોટું લાગે છે.

**મધુવન:** નીરસ લખનાર સામે આપણે એટલાં બધા કરડા થવાની જરૂર નથી. નીરસમાં નીરસ લખનાર પણ હાલના અર્ધદગ્ધ પંડિતો કરતાં સારા હતા.

**ફરીદ:** છટ, છટ, હાલના છટેલાઓનું તો નામજ ના દેવું.

**ભુલક્ષ્મી:** શ્રીમાન.................

**મધુવન:** હા. હા હા હા. પ્રમાણિક ફરીદ ખરેખરો જુના વિચારનો અમલદાર. એ બ્હારની ટાપ ટીપ વિરૂદ્ધ વિચાર ધરાવનાર છે એટલુંજ નહિ પણ તે એને ખુલ્લી રીતે વખોડી કાઢવાનો.

**ભુલક્ષ્મી:** તો પણ મને તો કાંઇ સમજ પડી નહિ. ટીકા કરવામાં સખત કેમ ના થવું ? પ્રથમ નવા નવા વિચારની મોહિનીમાં આપણે પડયા અને હવે તો એ મોહિનીએ આપણને વશ કરવા માંડયા છે.

**ધનલાભ:** ચાખવા માંડયા છે; હું સોગન ઉપર કહું છું કે તે આપણને ગટ કરી જાય છે. ટાપટીપને જરા મચક આપી કે તે એકદમ દાખલ.

**ભુલક્ષ્મી:** અહા ! કેટલું બધું વિચિત્ર !

**ફરીદ:** પણ બધુ ખરૂં, ઘઉંનો ભાવ કેમ ચઢયો ? આ બિસકુટની મ્હોંકાણ ! કાપડનો ભાવ કેમ વધ્યો ? આ ફાસીનની મ્હોંકાણ ! ફળ ફુલનો ભાવ શાથી મોંઘો ? આ દારૂની મ્હોંકાણ ! ! દુધનો ભાવ કેમ વધ્યો ? આ ચાની મ્હોંકાણ ! બીડીનો ભાવ...........

મધુવનઃ ( સ્વગત ) અરે ઓ નીચ રખડેલા, બધું પોકળ ફુટી જવાનું. ( પ્રગટ ) ખરૂં, બધું ખરૂં, ગ્રહસ્થોને; ને તદ્દન બંધ બેસ્તું. શ્રીમતિ, એ હાલનીને પ્હેલાની સ્થિતિ સરખાવે છે. એમની કહેવાની મતલબ માત્ર એટલીજ છે કે ખોટી ટાપટીપ અને ખોટા છંદ એ બન્નેથી સરખું નુકસાન છે.

ભુલક્ષ્મીઃ એમની સરખામણીમાં હું તો કાંઇ સમજતી નથી, કેટલીક વખત આપણે આપણા મિત્રોના દોષ જોતા નથી તેમ પુસ્તકો તરફ પણ ક્ષમા દ્રષ્ટિ રાખવાની જરૂર છે. આપણા મિત્રોમાં કોઇને કાંઇ પ્રકૃતિની વિચિત્રતા હોય છે, તેમ પુસ્તકોની બાબતમાં પણ હોય છે.

ધનલાભઃ હું એજ વિચારમાં હતો. કાયદો કહે છે કે, ક્ષમાતો માત્ર રાજાજ આપી શકે. પેલા દાવામાં કહ્યુંછે તેમ......................

મધુવનઃ ભાઇ હું તમારા વિચારને મળતો છું તમારા કહેવાની બધી મતલબ સમજ્યો છું. એક ગ્રંથના વિષયને એમને એમ ચલાવી લઇએ તો બીજાની સત્તા ખુંચવી લેવા જેવું ના થાય ? બધાજ દોષલક્ષી બને તો કયો ગ્રંથકાર નિર્દોષ ઠરે અથવા દોષમુકત થાય ?

ધનલાભઃ દરેક માણસ સ્વતંત્ર છે એ નિયમના આધારથી, એ નિયમ એને કોઇ પણ વખત છુટો કરી શકે. જેમ એક ફેંસલામાં કહ્યું છે કે...........

મધુવનઃ ભાઇ, એ સૂચનાને સારૂં તમારો આભાર માનુ છું શ્રીમતી, મારા મિત્રે કહ્યું તેમ આપણા કાયદાઓ જે શારીરિક સ્વતંત્રતાને સારૂં આટલા બધા ચોકકસ

છે તે યશ અને માન આબરૂ, જે માણસ માત્રને બહુ પ્રિય છે તેને સારૂ વધારે સારા કરવા આપણે સંભાળ લેવીજ જોઇએ.

**ફરીદઃ** તમે જાણો છો કે એક માણસને ઓચિંતો પકડયો તો.

**મધુવનઃ** ફરીદખાન, તમે ગમે તેટલું બોલશો પણ મેં છેલ્લું કહ્યું તેથી વધારે સારૂં કાંઇ કહી શકાય એમ છેજ નહિં. એ બાબત હવે કાંઇ સંશય રહ્યોજ નથી.

**ધનલાભઃ** એ બાબત તો એમ બને.............

**મધુવનઃ** નહિ ભાઇ, એ બાબતમાં તો હુંજ ચોકસ ઠરાવ કરવાની રજા લઉં છું. જે પુસ્તકમાં કાંઇ દમ જેવું હોય નહિ અને જે આપો આપ થોડા વખતમાં પાછા પડવાનાજ છે તેની નિંદા કરવાથી શો લાભ? પડેલાને પાટુ મારવી અને કેદમાં પૂરેલાને દંડવો એના જેવું એ કહેવાય. ત્યાં શો ન્યાય કરવાનો રહે છે?

**ધનલાભઃ** ન્યાય! વાહ!! જો તમે ન્યાયનીજ વાત કરતા હો તો તેતો આપણા ઘરનીજ છે, કારણ, કાયદાની બાબતમાં...... ......

**મધુવનઃ** ભાઇ ધનલાભ, તમે કહોછો તે અને આ બાબત અત્રે કેવી યુકિત પૂર્વક લાવવામાં આવી છે તે બધું હું સમજયો છું. આ બાઇ પણ સમજયાં હશેજ. શ્રીમતી હું ધારૂંછું કે, કાયદાની બાબતમાં આ ભાઇ જે કહે છે તે તમારા લક્ષમાં હશેજ.

**ભુલક્ષ્મીઃ** હું સ્પષ્ટ બોલું તો હું તો કાંઈજ સમજી નથી એક માણસ બોલી રહે તે પહેલાં અને બીજો બોલવા માંડે કે તરત તમે જવાબ આપી દોછો તે તો હું કયારની જોયા કરૂં છુ.

**ધનલાભ:** બાઇ સાહેબ, તમે ગૃહસ્થના ઘરમાં છો. મારે એ બધું તમને બરાબર સમજાવવું જોઇએ. અહીં સવાલ માત્ર સખતાઇ અને ન્યાય વચ્ચે છે. અને ક્ષમા અને એવું બધું. હવે એની સમજ એમ છે કે....

**મધુવન:** ( સ્વગત ) અરે બળો તમારી સમજ !

( નોકર આવે છે. )

**નોકર:** શેઠ સાહેબ નીચે લલુતારામ કાંઇ અગત્યની વાત કરવા ઉભા છે.

**મધુવન:** (સ્વગત) હાસ....કેવું સારૂં ? (પ્રગટ) શ્રીમતી હું અને મારા મિત્રો જરા રજા લઇએ તે તમે મનમાં લાવશો નહિ. તમારે સારૂં પણે પુસ્તકો છે. ચાલો, ગ્રહસ્થો તમે જાણો છો કે મિત્રો સાથે હું બહુ વિવેકનો ઠાઠ કરતો નથી. આપ આગળ પધારો, મને માફ કરજો પણ આપ સ્વભાવેજ વિવેકી છો તે હું જાણું છું.

**ધનલાભ:** તમે જાણોછો કે આગળ ને પાછળ.

( ધનલાભ, મધુવન, તથા સીપાઇ જાય છે. )

( ભુલક્ષ્મી તથા ગુલબી પુસ્તકવાળા ખંડમાં જાય છે જયાં સુધાનંદ પણ આવે છે. )

**ભુલક્ષ્મી:** ગુલબી, આ બધું શું સમજવું ?

**ગુલબી:** બા, સમજવાનું ! એમાં સમજવાનું વળી શું ? દંભદાસે જે અહીં જોવા મોકલ્યા તે, આ લોકો જેમને અમલદાર કહ્યા છે તે ખરેખર અમલદારજ છે. કચેરીના, કોરટના અમલદાર; બાઈ, મુનસફના માણસો, બેલીફ................

ભુલક્ષ્મી: ખરેખર જણાય છે તો એમજ. એમની ગુંચવણથી મને કાંઈ ગમ્મત પડતી નથી. પણ આ બધામાં કાંઈ ફારસ જેવું તો છે. એમના ઢોંગની એ વ્યાજબીજ શિક્ષા.

ગુલબી: ત્યારે બીજું શું ? પણ હું અજબ થાઉં છું કે, જે વકીલને તમે એમનું દેવું પતાવવા મોકલ્યા હતા તેણે હજી સુધી કાંઇ કર્યું હોય એમ જણાતું નથી. અત્યાર સુધીમાં તેણે અહીં તો આવવું હતું પણ વકીલોનો તો ધંધોજ છે કે લોકોને છોડાવવા નહીં પણ બને ત્યાં સુધી ફસાવવા. વઢાડે તે વકીલ.

ભુલક્ષ્મી: ખરેખર એવુંજ જણાય છે. હાલના એક અનુભવી લેખકે પણ કહ્યું છે કે:—

' દરરોજ મળી બહુ કોરટમાં,
વઢવાડ કરે ગજવા ભરવા;
સહુના લટકે સરખાં ગજવાં,
વિધિનું દીધું લે ગજવાં ભરવા. ૧
કરી જુક્તિ હકીકત ગોઠવવી,
વળી ગાંઠની ને ઘટતી રચવી;
જૂઠી વાત વદી બિક ના ધરવી,
વકીલાત તણી પુરી એ પદવી." ૨

સુધાનંદ: ( સ્વગત ) અહા ! ભુલક્ષ્મી એને છોડાવશે એ તો મારા ખ્યાલમાં પણ નહોતુ. એને ઠેકાણે લાવવાના મારા તમામ પ્રયત્ન આથી નિષ્ફળ ગયા. તો પણ સંખ્યાબંધ નકામા મિત્રોમાં એને એક અગત્યની

ઓળખાણ છે તે જાણી હું ખુશી થાઉં છું. એ બાળાની આટલી બધી ઉદારતાથી સમજાય છે કે એને કાંઇ અન્ય પ્રકારનું આકર્ષણ હોવું જોઇએ. અરે એ પણ અહીં જ છે. ચાલ એના મનને હું જરા કસી તો જોઉં. (પ્રગટ) શ્રીમાન બાળા, આ ઘરની માલીક ઉપર જેનું લહેણું નીકળે છે તે હું છું તેથી એ વાત એ જાણે તે પહેલાં એ વિષે તમને કાંઇ કહું તો હું ધારૂં છું કે તમને કાંઇ ખોટું નહી લાગે,

ભુલક્ષ્મીઃ આટલી બધી સાવચેતીની કાંઇજ જરૂર નથી હું ધારૂ છું કે મારા માણસે તમારૂં બધું લહેણું પતવ્યું છે,

સુધાનંદઃ હા, પત્યું તો છે, પરંતુ જે માણસનું તમે ભલું કરવા ધાર્યું છે તેને વિષે તમને કાંઇક કહેવું ઠીક ધારૂં છુ.

ભુલક્ષ્મીઃ તમે એમના વિષે સારૂં તો કહેવાનાજ નહિ અત્યાર સુધી તમે જે રીતે વર્ત્યા તે ઉપરાંત વળી તેની નિંદા કરવી એ તો ખરી કપટ બુદ્ધિજ કહેવાય એથી ઉલટુ તમે જેના ઉપર આવો જુલમ કર્યો છે તેનુ સારૂં બોલશો તો તમે તમારૂંજ ભુંડું બોલ્યા એમ થશે. ખરેખર એ ગૃહસ્થનું માયાળુપણું, એમનુ નીખાલસ દીલ, એમની નિસ્વાર્થ બુદ્ધિ, એમની પરોપકાર વૃત્તિ, એમનું ભોળું હૃદય અને એમનો સર્વ સાથે સમાન ભાવ—આ બધું એમના બીજા તમામ અવગુણ ઢાંકી નાંખવા બસ નથી ?

સુધાનંદઃ શ્રીમતી; મિત્રતાનો જેટલો વિસ્તાર વિશેષ તેટલા પ્રમાણમાં તે નકામો. પાણીના ટીપા માફક આપણી કૃપા ઘણે સ્થળે વિભાગી થવાથી છેક શૂન્ય

જેવી થાય છે. સકળ જગતનું કલ્યાણ કરવાનો ફાંકો રાખનારા ક્યાં તો જાતે લુચ્ચા હોય છે. અથવા તો બીજાથી ખોટા ભોળવાએલા હોય છે; એટલે ક્યાં તો પોતાના છુપા દુર્ગુણોને બહારની ખોટી પરમાર્થ બુદ્ધિથી ઢાંકવા મથે છે. અથવા દેખીતા મોટા સદ્ગુણો તરફ પોતાના મનથી આડા દોરવાયલા હોય છે.

**ભુલક્ષ્મીઃ** બીજાની મૂર્ખતામાં જેને લાભ છે તેજ તેને આટલી બધી નિંદે તે જાણી હું બહુ વિસ્મિત થાઉં છું.

**સુધાનંદઃ** શ્રીમતી, તમે જાણો છો કે મૂર્ખાઇથી મને ગમે તેટલો લાભ હોય પણ તમને જતી ખોટ અટકાવવી એજ મારો હેતુ છે.

**ભુલક્ષ્મીઃ** મારે સારૂ તમારે આટલી બધી ચિંતા કરવાની કાંઇજ જરૂર નથી. જયાં ગુણ કરવા જેવું હોય ત્યાંથી દૂર, અને જયાં ખાત્રી હોય કે આપણું કાંઇ સ્વિકારાવાનું નથી ત્યાં નજીક જવું, એ વાત પણ ઘણી શક પડતી છે. નહિ મ્હેરબાન, મારે કરવું ઘટારત હતું તે મેં કર્યું છે અને તેજ પ્રમાણે થવું જોઇએ એજ મારો વિચાર.

**સુધાનંદઃ** અહો હેતાળ બાળા! મારી આભારવૃત્તિ હું હવે દબાવી શકતો નથી. તમારી સામે ઉભેલો આ માણસ પણ તેટલોજ તેના હિતમાં છે. જે એની મૂર્ખતા છુપી રીતે નિહાળતો હતો અને એને સુધારવા માટેજ શિક્ષા કરતો હતો તે હું એનો શુભેચ્છક સુધાનંદ.

**ભુલક્ષ્મીઃ** કોણ ! શ્રીમાન સુધાનંદ ! તમે મને ચકિત કરો છો, હું મારી ગુંચવણ કયાં કહું ? આ કામમાં મેં બહુ ઉતાવળ કરી એમ તમે કદાચ ધારશો. હું કબુલ કરૂં છું કે હું........ ....

સુધાનંદ: શ્રીમતી, મારે કાંઇ પણ ખુલાસાની જરૂર નથી. હું સારી રીતે જાણું છું કે આ પાઠ મારાથી પાછો વળાય તેમ નથી. તોપણ તમને લાભ થાય એમ થોડોક વખત થયાં હું પ્રયત્ન કરૂછું સરકારમાં તમારૂં કાંઇક લેણું છે એમ જાણી તમારા વગર કહયે મેં ત્યાં તમારા લાભની ભલામણ કરી છે.

ભુલક્ષ્મી: તમારા એ કામને સારૂ ઘણી આભારી છું, પણ તે તો મારા વાલીએ એક બીજા માણસને સોંપેલું છે અને એમનું કહેવું એમ છે કે તે એ પાર પાડશે.

સુધાનંદ: તે કોણ વારૂં, પેલો બટકો ભારેખમ જેવો જણાતો માણસ જે અહીં વારંવાર ડોળદમામમાં આવે જાય છે તે તો નહિં ? કુંવરી; હું ખાત્રીથી કહું છું કે અમલદાર વર્ગ એને બહુજ ધીકકારે છે. તમારા કામમાં એ કાંઇજ કરી શકનાર નથી. આટલું તો નકકી છે. કે એની જાત કરતાં મોટા માણસો એના વચનને ઘણી સારી રીતે પીછાની ગયા છે.

ભુલક્ષ્મી: અરે, ત્યારે અમે કેવા છેતરાયાં ? એ અહીં આવે છે. તેવાજ, ખરેખરાં.

સુધાનંદ: એ આ તરફ આવે છે ? તમે યાદ રાખજો કે હું હજી અજાણ્યોજ રહેવા ધારૂં છુ. મારૂં આ તરફ આવવાનું હજુ જાહેર થયુ નથી. અહો તે કેવા દમામમાં ચાલ્યો આવે છે. !

( દંભદાસ પુર દમામમાં દાખલ થાય છે )

દંભદાસ: એ રથને, મારા ચારટને લઇ જાઓ. પાલખીમા બેશી હું દરબારમાં જઇશ. ભુલક્ષ્મી અહીં ! મારી સામેજ !

બરોબર જરૂરની વખતેજ ! બાઇ, જે માણસને મારા ઓળખીતાઓમાં, શેઠીઆઓ, સરદારો, અમલદારો, ઠાકોરો માં ફેરવેલો, મારા ખાસ મિત્ર તરીકે જયાં ત્યાં હું જાતે લઇ ગયેલો, તેને આવો વખત આવે એ બહુ દીલગીર થવા જેવું છે.

ભુલક્ષ્મીઃ મને જણાય છે સાહેબ, કે પારકાના દુઃખોને પોતાના કરી લેવાની કળા આપ ઘણી સારી ભણ્યા છો.

દંભદાસઃ ભલાં બાઈ, મારા જેવો સામાન્ય માણસ બીજુ શું કરી શકે ? એકજ માણસનું ધ્યાન કાંઇ સર્વ સ્થળે પહોંચે છે ? અને આવું આવું તો મારે દરરોજ કેટલુંએ કામ હોય ...તોપણ ચાલો વિચાર કરીએ....વારૂ, ઉઘરાણું કરવાથી એ બાબતમાં ઘણું થઇ શકશે. જો હું જાતે લખણી કરૂં તો પછી કાંઈજ વાંધો નહિ રહે. જાઓ એક જોઠ નવાબ, બે જોઠ રાજાઓ, બાર જોડ ઠાકોરો, બાવીશ જોઠ લક્ષાધિપતિઓ, બત્રીસ જોડ અમલદારો અને મહાજનના અડધો અડધના નામ તો હું મારે જોખમે એ ટીપમાં લખી દેઉ છું.

સુધાનંદઃ અને સાહેબ, એ બધું છતાં આપની આવી, ભારે હીમાયતને તે કબુલ નહિ કરે તો.

દંભદાસઃ (ભુલક્ષ્મીને) ત્યારે તો બાઇ, આપણે એમાં શું કરી શકીએ. તમે જાણો છો કે હું ખોટું વચન કાઢતો નથી. ખરેખર, એક બે વખત મેં એના સંબંધમાં પ્રયત્ન કરેલો પણ જેમ એના કાકા સુધાનંદને મહોડે કહેલું તેમ એ વ્યવહારમાં તદન નકામો છે.

સુધાનંદઃ એના કાકા સુધાનંદને! ત્યારે તો હું ધારૂં છું કે એ તમારા ખાસ મિત્ર હશે.

દંભદાસઃ સાહેબ, કોણ, તમે મને પૂછો છો! બાઇ હું એ સુધાનંદને ઘણી વખત કહેતો કે શ્રીમાન સુધાનંદ, તમે જાણો છો કે મારાથી બની શકે, મારી જેટલી ભલામણ ચાલી શકે, તેટલી તમારા કુટુંબ સારૂ ચલાવવા મને કાંઇજ વાંધો નથી; પણ હું શું કરૂં? પ્હેલી પંકિતની જગ્યો કાંઇ છેલ્લી પંકિતની બુધ્ધિવાળાને અપાય?

ભુલક્ષ્મીઃ મેં શ્રીમાન સુધાનંદ વિષે સાભળ્યુ તો છે કે તે પરદેશમાં મોટા અધિકારી છે. હું ધારૂં છું કે તમારા વિચારને તેમણે ટેકો આપ્યો હશે.

દંભદાસઃ અરે, હારે, બાઇ, મારા મત સાથે મળતા થવાનું તેમને એક કારણ હતું. કદાચ એક નજીવું કારણ.

ભુલક્ષ્મીઃ કહો જોઇએ સાહેબ તે શું!

દંભદાસઃ પણ અરે શ્રીમતી, જો જો હો; કોઇને કાને આ વાત જાય નહી. એમને પણ જગ્યા અપાવનાર હુંજ કની?

સુધાનંદઃ શું તમે સાહેબ!

દંભદાસઃ ના, ત્યારે તમે કેમ!

ભુલક્ષ્મીઃ ખરે, ત્યારે એ તો તમારી બહુ ભલમનસાઇ,

દંભદાસ; ખરેખર, હું એમને બહુ ચહાતો. એ જરા આનંદી હતા. મશ્કરી તો એમનીજ ચાર ભેગા મળ્યા હોય ત્યાં ટોળ કર્યા વગર રહેજ નહી.

ભુલક્ષ્મીઃ સારી અક્કલ!

દંભદાસઃ પીવામાં, ખાઈ પીવામાં. ખરેખર, વખાણેલા દારૂ જેવા ભાઇ જઠ; પણ હવે એ વાત જવાદોને. એ અત્યંત પરગજુ હતા અને કૃતજ્ઞતા એ બધા દોષનુ ઢાંકણુ છે.

સુધાનંદઃ એમને કદાચ કાંઇ કારણુ હશે. મારા જાણ્યા પ્રમાણે એ તો મોટા ઓધ્ધા ઉપર છે.

દંભદાસઃ અમે સ્વતંત્ર ધંધાદારીઓ એવી નોકરીઓને કાંઇજ ગણુતા નથી, તેનો કાંઇ હીસાબ નહિ. ખરી વાત તો એ છે કે એ મોટા ઓધ્ધે શોભે તેવા ન હોતા.

સુધાનંદઃ તમે એમ કહો છો કે શરીરે શોભે તેવા ન હતા આકારને ઉંચાઇમાં તો તે મારા જેવા છે.

દંભદાસઃ ઉંચાઇમાં તો તે લશ્કરી સીપાઇ જેવા છે, પણુ કાંઇક ઘાટમાં, ડોળમાં ખામી હતી દેખાવમાં એક પ્રકારની કાંઇક........હું ધારૂં છુ કે આ બાઇ મારા કહેવાનો અર્થ સમજ્યા છે.

ભુલક્ષ્મીઃ ખરૂં, હું જાણું છું કે તમો દરબારી માણુસો જે ધારો તે પાર ઉતારો.

દંભદાસઃ ભલી બાળા, એ બધું માત્ર સાટાં કરવા જેવું છે. એ પ્રમાણે એક બીજાનું ઘણુંએ કામ અમે કાઢીએ છીએ, હાલ જાણે આ પ્રમાણે ધારો, કે તમે કોટયાધિપતિ છો; તમારે ત્યાં એક જગ્યા ખાલી છે. તેની મારે જરૂર છે; મારે ત્યાં એક જગ્યા છે, તેની તમારે અગત્ય છે; તમે મારો માણુસ રાખો, હું તમારા માણુસને ઠેકાણે પાડું. બન્નેને લાભ ! બસ કામ જેટલી વાત ! ચોખ્ખીને ચટ ! એટલામાંજ બધું સમજી લો.

**સુધાનંદ**: ( સ્વગત ) મને એક વિચાર આવ્યો છે (પ્રગટ) બાઇ, તમે હમણાં સુધાનંદ વિષે બોલ્યાને. એ તમારા ઓળખીતા છે એટલે તમે જાણીને ખુશી થશો કે તે બંગદેશથી આ તરફ આવ્યા છે. એક મિત્ર જે મને તથા તેમને ઓળખે છે તેણે આ સમાચાર મને કહયા છે અને તે ખરાજ છે એમ ખાત્રીથી માનજો.

**દંભદાસ**: (સ્વગત) સેતાન છે સેતાન? જો મેં પ્રથમથી આવું જાણ્યુ હોત તો તો કહેતજ નહીં કે અમે ઓળખીતા છીએ.

**સુધાનંદ**: એ ખરેખર આ તરફ આવ્યા છે. આ દંભદાસ તમારા મિત્ર છે તે એમનો મેળાપ કરાવી આપે તો આપણા ઉપર એમનો બહુ ઉપકાર થશે. તમારા કામને લગતા, તાકીદે મોકલી દેવાના, કેટલાક દસ્તાવેજ એમણે પોતે જોવા જોઇએ.

**ભુલક્ષ્મી** ભાઇ દંભદાસ, આ ગૃહસ્થને મેં મારા કામમાં રોકયા છે. અને તમે અમારી આટલી વિનંતિ સ્વિકારશો.

**દંભદાસ**: આ જીંદગી તમારી સેવા અર્થેજ છે. જો તમારીજ આજ્ઞા હોય તો સુધાનંદ પોતે: એમને મળવા આવે એવી ગોઠવણ કરૂં.

**સુધાનંદ**: ના સાહેબ, એટલું બધું કરવાની કાંઇ જરૂર નથી.

**દંભદાસ**; ઠીક ત્યારે, આપણે એ મુલાકાત કરાવી આપવી. મને મળજો ત્યારે....હવે...એક બે દીવસમાં.

**સુધાનંદ**: હમણાંજ મળવું જોઇએ; નહીં તો આ તક તો સદાને માટેજ જવાની.

**દંભદાસ**: હાલને હાલ એ મુલાકાતની જરૂર હોય તો તરત ગોઠ-

વણુ કરીએ....પણુ અરરર!....એમ ભાગ્યેજ બનશે. મારા સરદાર દેવીસિંહનું કામઆજ કલાકે નીકળનાર છે.મારે ત્યાં હાજર રહેવાની ઘણીજ જરૂર છે. વળી બીજી વખતે.

**સુધાનંદ:** માત્ર સુધાનંદ ઉપર એક ચીઠી આપશો તો તે પણુ ચાલશે.

**દંભદાસ:** તે તો આપું પણુ મારા વિચાર પ્રમાણે ચીઠીથી કામ કરવું એ ઠીક નહિ. હું તો જે હોય તે મહોડા મહોડ કહું કે તડ ને ફડ.

**સુધાનંદ:** સાહેબ, ચીઠીથી પણુ તેટલુંજ કામ સરશે.

**દંભદાસ:** અરે, તમે મને રસ્તો બતાવનાર! કોરટ દરબારના કામમાં દોરનાર! તમે મને ઓળખોછો? હું કોણ?

**ભુલક્ષ્મી:** આ વિનંતિ મારા તરફની છે તેટલી એમની નથી. પણુ તમે મારૂં કહ્યુંજ કયાં સાંભળો છો?

**દંભદાસ:** નાજુક કુમારીકા, તમારી આજ્ઞા તો સભાઓના વાદવિવાદ પણુ બંધ રાખી શકે. આવી અજબ શક્તિ! હું તારે શરણે આવું છું અને શાંત થાઉંછુ હું એમને જરૂર ચીઠી આપીશ મારો મંત્રી કયાં છે? દુર્ભાગસિંહ? તોપણુ હું ખરૂંજ કહું છું કે કામ કહાડવાનો આ રસ્તો મને બીલકુલ પસંદ નથી. મારા ધારવા પ્રમાણે તો હું સુધાનંદને પ્રથમ મળું તો ઠીક, પણુ તમે એમ ધારો છો તો તેમ.

(ભુલક્ષ્મી તથા દંભદાસ જાય છે.)

**સુધાનંદ:** (સ્વગત) અહાહાહા! આ સજજન પણુ મારા ભત્રીજાના એક મહાન ઓળખ ધરાવનાર છે. અહો દંભ! તું નિત્યનો ઠગ છે! ત્હારા ઉંચે ચહડાવનારા સઘળા પ્રયત્નો અમને કેવા ખાડામાં ઉતારે છે! સુંદરતા વધારનારા રંગ

જેવા ત્હારા ખોટા તરંગો જેથી તેનો નાશ થનાર છે તેજ ખ્હારને ખીલવતા દેખાય છે ? આ સમાગમથી મને કાંઇ અસુખ થતું નથી. આ માણસની ખોટી ફીસીયારી ઉઘાડી પાડવી એ પણ મારી યુક્તિને બંધબેસ્તુ છે. એ વિચાર કરશે તો એને પોતાને પણ તે જરૂર શિક્ષણરૂપ થઇ પડશે.

( જેમલ આવે છે. )

સુધાનંદ: કેમ જેમલ, ત્હારા શેઠ, અમારા ભત્રિજા કયાં છે ?

જેમલ: હું ધારૂંછું કે એમની અડકલના છેડા પર છે ! એક ગુંચ વણમાંથી મોકળા થયા પહેલાં બીજીની તૈયારીમાં છે.

સુધાનંદ: એમ કેમ ?

જેમલ: હજી બેલીફ તો હમણાજ પત્યા, એટલામાં તો ભાઈ પેલા બુઢ્ઢા બળતારામના છોકરા અને તેના ઘરમાં તેની બેન તરીકે રહેલી ચેલકી વચ્ચે છુપા લગનની ખટપટની ધામધુમ માં પડયા છે, ને હાંફલા ફાંફલા આમ તેમ આંટા મારે છે.

સુધાનંદ: સદા પરોપકારમાં તત્પર.

જેમલ: ને પોતાનાજ કામમાંઢીલા ! તે જુવાન જોડું મારા જાણ્યા પ્રમાણે ગાંધર્વ વિવાહ સારૂ નીકળી જવા તૈયાર છે અને એમના મુસાફરી વિગેરેના ખર્ચની ભાઈ જોગવાઇ કરે છે.

સુધાનંદ: ખરચની ! નાણાની ! પોતાની પાસે પૈ તો છે નહી ત્યાં પરાયાને શું પરખાવવાનો હતો ?

જેમલ: અરે તે તો આમ છે. એમની પાસે પૈસા નથી તે વાત ખ-રી, પણ હજી સુધી ભાઇએ કોઇને નકાર વાળ્યો નથી. એટ-લે એક હુંડી આપી છે; વળી વધારામાં કહેવાનું એટલું કે એ પરણનાર જોઠા સાથે મારે પણ પધારવાનું છે.

સુધાનંદ: કેમ વારૂં

જેમલઃ હકીકત એવી છે કે પેલા જુવાન ગૃહસ્થ એમની મડમ સાહેબ કરતાં જુદે રસ્તે જનાર છે અને પરણ્યા પછી રહેવાની પેરવી કરવા એમના એક કાકા જે બીજે ગામ રહે છે, તેને પ્રથમ મળવા ધારે છે. મારે તો એમની મડમ સાહેબ સાથે ભરોસાદાર આદમી તરીકે જવાનું છે

સુધાનંદઃ લગ્નપ્રદેશ તરફ! જેમલ. જાત્રા તો શુભ પ્રસંગની છે.

જેમલઃ અરે, પણ મારે તો બધી મુશ્કેલીઓજ વેઠવાની છે.

સુધાનંદઃ ભલે, તું ધારે છે તે કરતાં તારી આ યાત્રાની મુશ્કેલી ઓછી થાઓ. પરદેશમાં એ બાઈના સગાને મેં જોયા છે. તેમને સારી રીતે ઓળખું છું. વિશેષમાં તને જણાવું છું કે શ્રીમતી ભુલક્ષ્મી મારા અવિચારી ભત્રિજા પ્રત્યે શુન્ય હૃદયની નથી. મને બહુ આશા નથી તોપણ એ બે વચ્ચે સંબંધ થાય એવો પ્રયત્ન હું આદરીશ પણ ચાલો, જે ચીઠીને સારૂ હું રાહ જોઉં છું તે લખાઇ ગઇ હશે. જોડેના ખંડમાં મારા બીજા વિચાર તને કહીશ.

( જાય છે )

અંક ત્રીજો સમાપ્ત.

## અંક ૪ થો.

---

સ્થળઃ બળતારામનું મકાન.

દંભદાસઃ (સ્વગત) હાલમાં ખરેખર મારે માથે ચક્કર ભમે છે. નહી તો વળી આવી જાળમાં, આવા ફાંસામાં બંદા કયાંથી! જયાં બીજાની અક્કલ તો બહેરજ મારી જાય. પહેલાં તો જગ્યા અને પેનશન આપવામાં આપણે કાંઇ સંકોચ રાખતા; પણ હાલ તો એક પાનું છાપતાં વાર લાગે તેથી ઓછા વખતમાં આખું પુસ્તક ભરાય તેટલી જગ્યાઓ આપી દેવાય છે. પણ એ-વાતજ જવા દો. વારૂ જયારે આપણે દાહામાં દોડસો ચાર નકામું નકામું જૂઠું બોલીએ છીએ ત્યારે ભુલક્ષ્મી

જેવી માતબર કન્યા મેળવવા સહેજ અસત્ય બોલવામાં શું થઇ ગયું ? અહાહાહા ! મધુવન અહીં મારી સામે ક્યાંથી ? ભુલક્ષ્મીએ તો એને છોડાવ્યો નહિ હોય ?

( મધુવન આવે છે. )

અહા ! મધુવનભાઇ, તમને આમ છુટથી ફરતા જોઇ હું બહુજ ખુશી થાઉછું. તમારા એ કમનશીબ કામમાં મારે જાતે વચ્ચે પડવું ઠીક ન લાગ્યું, પણ તમારે કામ થાય એવી ગોઠવણ કરી મુકી હતી. એમાં મે શુ કર્યું તે કહેવાનો મારો સ્વભાવ નથી.

મધુવનઃ ખરેખર કામ તો બહુજ દીલગીર થવા જેવું હતુ ! મને દુખ તો એ લાગે છે કે; મારી આફત વિષે બધા પૂર્ણ વાકેફગાર છે ત્યારે મારા ઉપર આ મહાન ઉપકાર કરનારથી હુ તદ્દન અણજાણ્યો છુ.

દંભદાસઃ કેમ ? સહાય કરનાર મિત્રને તમે જાણતા નથી ?

મધુવનઃ તે કોણ હશે તેને વિષે કાંઇ અટકળ પણ થઈ શકતી નથી.

દંભદાસઃ બાતમી કાઢો.

મધુવનઃ મેં ઘણીએ તપાસ કરી પણ તે બધામાંથી સાર માત્ર એટલોજ નીકળ્યો કે, તે માણસને બહાર પડવું નથી. આથી મારા તમામ પ્રયત્ન નિષ્ફળ જાય છે.

દંભદાસઃ નિષ્ફળ !

મધુવનઃ તદન નિરર્થક !

દંભદાસઃ ખાત્રીપૂર્વક કહો છો ?

મધુવનઃ ખરેખર ખાત્રીપૂર્વક.

દંભદાસઃ ત્યારે તો તમે મારી તરફથી એ બાબત કાંઈ જાણવાના નહિ.

મધુવનઃ કેમ ભાઇ, એમ કેમ ?

દંભદાસઃ મધુવનભાઇ, તમે જાણો તો છોજ કે, મારી ઉઘરાણી ઘણી મોટી છે. હજારો રૂપીઆની ઉથલપાથલ અને લેવડ દેવડ આ હાથે થાય છે. મારી તો ખાત્રીજ છે કે એ બાબતથી તમે અણજાણ નથી. ખરેખર, મારે સારૂ લોકો એમ બોલે છે

મધુવનઃ હું જાણું છું ત્યાં સુધી તો લોકો તમારી ઉદારતાથી અજ્ઞાન નથી. પણ આ બધું કહેવાનો અર્થ શો ?

દંભદાસઃ કાંઇ નહિ, કાંઇજ નહિ, માત્ર ગામ લોક મારે સારૂ એવી વાત કરે છે કે, અત્યાર સુધી મારી એ ઉદારતાનો લાભ કોઇ યોગ્ય પાત્રને અપાયો નથી.

મધુવનઃ એથી ઉલટીજ હકીકત મેં તો તમારી પાસથી સાંભળી છે.

દંભદાસઃ હા, ભાઇ મધુવન, પણ એવા કેટલાક દાખલા છે. જેની મારા તરફથી તમને કદી પણ ખબર મળવાની નહિં.

મધુવનઃ અહો પ્રિય ભાઇ, મને હવે એકજ સવાલ પૂછવા દો

દંભદાસઃ મહેરબાન તમારે હવે મને કાંઇ સવાલ પૂછવાજ નહિ. હું વિનંતિ કરૂં છું કે, તમારે હવે કાંઇ બોલવુંજ નહિ. હું ગાંડો હોઉં તો ઉત્તર આપું.

મધુવનઃ હવે મારે કાંઇ વધારે પૂછવાની જરૂરજ નથી. મહારા મિત્ર ! માહારા સહાયક ! મહારૂં ભલું કરનાર ! મને છોડવનાર ! મારી સ્વતંત્રતા માટે, મારી પ્રતિષ્ઠા માટે, અહીંજ આભાર માનવાનો છે. ખરેખર તમારોજ. તમે પોતે લાયક, ઉદાર, દાના ગૃહસ્થ છો એવી મારી પ્રથમથીજ ધારણા હતી, પણ અયોગ્ય સ્થળે બતાવતાં ઠપકારૂપ થઇ પડે એ બીકથી મારી આભારવૃત્તિ બતાવતાં હું સંકોચાતો હતો.

દંભદાસઃ હું સત્ય કહું છું કે, આ બધું હું કાંઇ સમજતો નથી. તમે મને ઘણો ઉંચે ચઢાવો છો. પણ ભલા ભાઈ આ બધા ઠાઠમાઠ સિવાય માણસને અંતરના આનંદનો સ્વાદ લેવાને અવકાશ ના આપવો.

મધુવનઃ તમારી પ્રતિષ્ઠા વધારનારા કાર્યને ગુપ્ત રાખવા શા માટે પ્રયત્ન કરો છો ? તમારી મુખમુદ્રા, તમારો દેખાવ તમારી રીતભાત એ કયાં ઢાંકયુ રાખે તેમ છે.

દંભદાસઃ ત્યારે શું મારે સ્પષ્ટ બોલવું ! મહેરબાન ભાગ્ય દેવી જાતે આવે તોપણ હું કબુલ કરૂં નહિ. મધુવન ભાઇ, હું તમને મિત્ર ગણું છું, ત્યારે હવે વધારે શાને બોલવું ? મને એકલો એકલો ખુશી થવાદો. અને આ બધું સો હાથના ઉંડા કુવામાં નાખી દો. તમે જાણો છો કે ડોળ દમામ મને પસંદ નથી. તમારી એ વિષે તો ખાત્રીજ છે. ચાલો, ચાલો, મધુવનભાઇ, એક સહાયક, એક હિતચિંતક કરતાં મિત્ર ગણાવાનું હું વધારે પસંદ કરૂં છું. મારી તમને ખાસ વિનંતિ છે કે આથી આપણા વચ્ચે, કોઇ પ્રકારે ભિન્નભાવ થવો ન જોઇએ. હવે તો આપણે એક બીજાથી ઘરોબો વધારવો

જોઈએ. ખરેખર આપણે હવે નિકટના સ્નેહી પ્રમાણે વર્તવું જોઇએ.

**મધુવનઃ** ભલા ભગવાન! આવી ઉદાર મિત્રતાનો બદલો હું શી રીતે વાળું! કાંઈ પણ રસ્તો છે! હે શ્રેષ્ટ પુરૂષ! હે દાનેશ્રી! તમારો પાઠ શી રીતે વાળું?

**દંભદાસઃ** વાત ત્યારે નજીવી, છેક દમ વગરની; પણ હું જોઉં છુ કે તમારા અંતઃકરણને પાડ વાળવાનું બહુ મન છે. તમે આભારી થઇ શકશો. તમને નિરાશ કરવા એ કેવળ કૃતઘ્નતા છે.

**મધુવનઃ** હેં ભાઇ! તે શી રીતે? મને કાંઇ તો કહો. કોઇ પણ રસ્તે એ વાત બની શકે તેમ છે?

**દંભદાસઃ** આ ક્ષણે તમે એમજ ધારોછો? હા, મિત્ર હું તમને કહીશ, માર્ગ બતાવીશ હું......હું પ્રેમમાં સપડાયો છું

**મધુવનઃ** અને તેમાં હું મદદ કરી શકું તેમ છે?

**દંભદાસઃ** બીજો કોઈ પણ તે કામ કરી શકે તેમ નથી.

**મધુવનઃ** તે શું વારૂં! હું જાણવા અધીરો થાઉં છું

**દંભદાસઃ** મારા પ્રેમને તમે મદદ કરશો?

**મધુવનઃ** તમારે સારૂ મારે કોઇને કાંઇ કહેવાનુ છે?

**દંભદાસઃ** હા, ભુલક્ષ્મી, જેની સાથે તમારે ઘણી પિછાણ છે, તેને.

**મધુવનઃ** કોણ! કોણ! ભુલક્ષ્મી!!

**દંભદાસઃ** હા, ભુલક્ષ્મીનેજ. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે એ સુંદરીએ મારા હૃદયમાં વાસો કર્યો છે.

મધુવનઃ ભલા ભગવાન ! આના કરતાં દૈવની કાંઇ વધારે અવકૃપા હોઇ શકે ! આથી તો હદ આવી !

દંભદાસઃ ખરેખરૂં કમનસીબ; તોપણ તે હું વેઠું છું. અને તમે મારે સારૂ એ સુંદરીને કહેશો ત્યાં સુધી વેઠીશ. હું તમને એકાંતમાં કહું છું કે, તે મને ચાહે છે; હું અહંકાર નથી કરતો પણ મારૂં માનવું એમજ છે.

મધુવન! ઠીક ભાઇ ઠીક; પણ જેને તમે એ કામ સોંપોછો તેને વિષે કાંઇ જાણોછો ?

દંભદાસઃ હા, હું જાણુંછું ત્યાં સુધી તમે તેના તેમજ મારા મિત્રછો. એટલુંજ ઘણું છે. એમાં મેં કહ્યુ તેટલું કરી આપવું એ તમારૂં કામ. હું બીજી કાંઇ ભલામણ કરતો નથી. બીજું બધું આપણા વચ્ચેની મિત્રતાને સોંપુંછું. વધારામાં માત્ર એટલુંજ કહેવાનું કે આ જીવનો જો કોઇ દહાડો ખપ પડે...... પણ ચાલો, હું કંઈ વચન કહાડતોજ નથી. તમે જાણોછો કે, ગમેત્યારે હું તમારૂ કામ કાઢી આપું તેવો છું. ભલા મિત્ર, હવે મારે કારણ પણ નથી જાણવાં અને જવાબ પણ નથી સાંભળવા. તમારે તો આટ કામ કરવુંજ.

( જાય છે. )

મધુવનઃ (સ્વગત) ભોળો, ઉદાર, શંકારહિત માણસ ! એ બિચારાને ભાગ્યેજ ભાન હશે કે, મારો પ્રેમ પણ ત્યાંજ છે અને તે વળી નિઃસિમ પ્રેમ; પણ મારી વૃત્તિ સર્વથા ખોટી અને નિરાશા થવા જેવી છે. અહો દુઃખ ! અહો પીડા ! પ્રેમ, એજ મને પીડનાર છે ! એક મિત્ર જેણે મારે સારૂ કષ્ટ વેઠયું છે. એણે કહ્યું છે તેમજ થશે.

હું મારા હૃદયની લાડીલી હોંસનો ત્યાગ કરીશ, એનું હિત વધારવા પૂરો પ્રયત્ન આદરીશ.અરરરરર ! એ બાળાને બીજાના હાથમા જતી જોવી ! અહાહાહા ! મારી સહન-શક્તિની કેવી કસોટી ! પણ એક ઉદાર વિશ્વાસુ મિત્રને ઠગવો ! કેવો વિશ્વાસઘાત ! કેવું દુષ્ટ કર્મ ! કેટલું પાપ ! અહા ! જાઓ, મારો નિશ્ચય થયો, થયોજ, અહો નળરાજા તારી કસોટીનો, તારી માનસ વેદનાનો, આજે ખ્યાલ થયો. ખરે, **અનુભવ એ અલૌકિક વસ્તુ છે.** પૂણ્ય શ્લોક નળરાજાએ દેવતાઓ સારૂં દુતત્વ કર્યું હતું; મારે તે દેવગુણી મિત્ર સારૂ કરવું. અને તે પછી, તેના સુખના સાધનભુત થયા પછી, મને સુખી કરવા અસમર્થ નિવડેલી આ ભુમિનો હમેશને માટે ત્યાગ કરવો, એજ કર્તવ્ય !

( જાય છે )

( વસુદા અને ગુલબી પોટલાં લઈને આવે છે. )

**વસુદા:** અલી ગુલબી, આ મુસાફરીનો જલદી અંત આવે તો કેવું સારૂં ! જેમલની કાંઈ ખબર મળી નથી; હું ધારૂં છું કે, એ ડોસો આપણને ચીડવવાને જાણી જોઈને વીલંબ કરે છે.

**ગુલબી:** અરે હારે, એ બોલતોજ હતો કે, પરણ્યા પહેલાં એમને જરા ઠેકાણે આણ્યાં હોય તો ઠીક.

**વસુદા:** ગામમાં હુંડી વટાવવી તેમાં આખો કલાક ! આથી તે કેવું ચીડવવાનું ?

**ગુલબી:** હું કસમ ઉપર કહુંછું કે, એનાથી બમણું કામ હતું તોપણ લલુતારામ તો કયારનાએ માર્ગે પડયાં હશે.

આપણે તો ત્યારનાં અહીંજ અથડાયા કરીએ છીએ.

વસુદા: ખરૂં, તોયણ આપણે એના અહીં આવવાની રાહ તો જોવીજ જોઈએ. ગુલબી, તારી ખાત્રી છે કે, કાંઇ ભુલ તો થઇ નથી! કાંઇ રહી તો નથી જતુ!

ગુલબી: બા, એક સોય સરખી નહિં. બધું અહીં છે. પણ બા, મારી મરજી છે કે, પરણતી વખત પહેરવા પોળી રેશમી સાડી રાખી હોય તો ઠીક. ઉજળું નહીં એટલું દુનીઆમાં બધું કાળું. મારા ગામનીજ એક કન્યા પીળે લુગડે પરણી અને સવાર થતાં તો વર જોડે વઢી.

વસુદા: તે તો કાંઇ નહીં, હું તો અહીંથી જતી રહેવા બહુ અધીરી થઇછું.

ગુલબી: ઠીક સાંભર્યું બાઇ, હું તો લગનની વીંટીજ ભુલી બાત તે કેવી રૂપાળી દેખાય છે. એ જરા જેટલી મારી ટચલી આંગળીએ પણ બેસતી નથી. અને બા કદાચ જરૂર પડે તો પુરૂષના માથાની પાઘડી લઇ લઉં તો કેમ! પણ આ જેમલ આવ્યો.

(જેમલ આવે છે.)

વસુદા: વાહ વાહરે જેમલ, કેટલીવાર? આ અર્ધો કલાક થયાં તો અમે તૈયાર થઇ તારે સારૂ ખોટી થયા કરીએ છીએ. ચાલો હવે, ઉપડી જઇએ. ચાલો ન્હાસીએ.

જેમલ: ક્યાં જહાનમમાં! હું જાણુંછું ત્યાં સુધી તો આપણાથી ક્યાંઇ પણ જવાનું નથી-

વસુદા: હેં! કેમ કેમ! શુ છે?

જેમલ: બાઇ, નાણુ કયાં છે? નાણું! આપણી પાસે પેસાજ નથી ને

તમે મને કેમ આમ મુરખ બનાવવા મોકલ્યો? મારા શેઠની હુંડીની કીમ્મત તેના કાગળ જેટલી પણ થઇ નથી; આ રહી તે. જોઇએ તો ગુલબી તેને માથામાં ખોસે.

વસુદા: ત્યારે તો થઇ ચુકયું; તારા શેઠની મદદ તે આવીજ કે! હવે આપણે શું કરવું? એ સિવાય આપણાથી નહી જવાય?

જેમલ: પૈ વગર પરણવા જવું ને તે પણ પરગામ! ભલા ભગવાન! કોઇ ભુગોળ પણ જરા ભણે છે. જો એમજ હોય તો લાકડાને ઠીમચે લંકા ના જવાય!

વસુદા: અરરર! કેવી નિરાશાની વાત! તારા શેઠ આવા કેવા નિર્દય ને માલ વગરના કે અમને આમ ફસાવે? આવીજ એમની ભલમનસાઇ કે?

જેમલ: મારા શેઠનુ તમારે જરા પણ ઘસાતું બોલવું નહિ- હું મારે ગમે તે કહું, પણ બીજો કોઈ બોલે તે હું સાંખવાનો નહિ.

ગુલબી: અરે બા, વિચાર કરતાં મને હવે યાદ આવે છે કે, લલુતારામ ભાઇએ મોટા શેઠ પાસે નીકળતી વખતે નાણું લીધું છે, અને એ હજી ગયા નહિ હોય. એક ચીઠીથી કામ થાયખરૂં.

વસુદા ગુલબીતેં ઠીક સંભાર્યું હમણાજ હુ ચીઠી આપુ છું. અરરર! આમ કેમ? મારો હાથ આજ કેમ ધ્રુજે છે મારાથી કાંઇ લખાતુંજ નથી.ગુલબી, તું લખે છે? વીચાર કરતાં એમ લાગે છે કે તું લખે તેજ ઠીક.

ગુલબી ખરેખર બા, હું કાઇ લખી લખાવી જાણતી નથી. હું ભણવામાં પણ મોળીજ હતી. પણ તમારે સારૂં તો હું જરૂર લખીશ. જોઇએ વારૂ, બધું મારા મનનું સુજયુંજ લખવું કે?

વસુદા: જેમ તમને રૂચે તેમ.

ગુલબીઃ બળતારામનો છો.........પચાસ પહોળીઆં લઈને....

વસુદાઃ હા, પચાસ હાલ તુરત બહુ છે.

ગુલબીઃ ગામની ધરમશાળામાં રાહ જોઇશું.........મુસાફરી ઉડી જશે.........એકદમ હવામાં...........જલદી મોકલો......મદન, પ્રેમમુર્તિ........બાઇ છે. મદનનું નામ લખ્યું છે. પ્રેમ પત્રિકાનો છેડો કવિતા જેવો આવે તે મને બહુ ગમે છે.

વસુદાઃ ઠીક ઠીક જેમ તને ગમે તેમ. પણ હવે એ ચીઠી મોકલવી શી રીતે? આ ઘરનાં ચાકરોનો તો મને રજ પણ વિશ્વાસ નથી.

ગુલબીઃઅહો. એમાં શુ ! આપણા મધુવન શેઠનો રસોઈઓ આ જોડેનાજ ખંડમાં છે, તે બહુ ઠાવકો તે ભલો છે, માંરૂં કામ તો એ જરૂર કરવાનો. મને તો એ ના કહેજ નહિ.

જેમલઃ અરે એ કૂતરો તો જરૂર ભુલ કરવાનો દહાડામાં દશ વાર છાકટો ને દશવાર ઠાવકો ?

વસુદાઃ કાંઇ નહિ ગુલબી, જા, ઉતાવળી જા, જેની ઉપર આપણો વિશ્વાસ હશે તે ચાલશે.

( ગુલબી જાય છે. )

હવે આંપણો કાંઈ વાંધો રહયો નહિ. જેમલ આ બધાં પોટલા ધર્મશાળામાં લઈ જવાના છે. તારી સાથે મદદ સારૂ કોઇ લઇ લે.

જેમલઃ વાહ ! બહુ સારૂ ! પરણવાની જેને ઉતાવળ છે તે તો એમજ જાણે છે. કે; બધું મોડું મોડુંજ થાય છે.

પણ અમે ડોસા તો ડગલે ડગલે વિચાર કરનારા.

વસુદાઃ અરે મારા ઉધ્ધતપણાનો હુંજ ફરી વિચાર કરૂં તો...

જેમલઃ મારી તો ખાત્રીજ છે કે તમે દશવાર એવીને એવીજ ભુલ કરવાના.

વસુદાઃ જેમલ, તું કેમ એમ બોલે છે ? મને કેટલું દુઃખ થાય છે તે તું જાણે...

જેમલઃ ખરેખર, બહુજ દુઃખ ! હું પરણુવા જતો હતો ત્યારે મને પણ એટલુંજ દુઃખ હતું. સાંભળો, તે વિશે હું એક વાત કહું.

વસુદાઃ હજુ એક વાત ! હું જવાને ટાંપી રહી છું ત્યારે ! જગતમાં આવું થંડુ કોઇ હશે ?

જેમલઃ ભલે બાઇ, આપણે જવું છે તો જઇશુંજ. અરરર ! પણ આપણે એક વાત તો વિસરીજ ગયા. ભાથુંએ બાંધ્યું નથી. ને પાણીની સુરઇ પણ લીધી નથી. પણ કાંઇ નહિં, ચાલો, આપણું ખાધા પીધાનું બધું રસ્તે નીકળશે !

( જાય છે. )

( ગુલબી આવે છે. )

ગુલબીઃ બાઇ આવી બન્યું ! આપણું થઈ ચુકયુ ! અલબત જેમલ તારૂંજ કહેલું આગળ આવ્યું ! બારણા બહાર દશ ડગલાં ગયો નહિં હોય એટલામાં તો મધુંવન શેઠના પેલા ગંજેરી રસોઇઆએ તેને આપેલી ચીઠી પાડી નાંખી, બુઢા બળતારામે તે ઉપાડી લીધી અને દીવાનખાનામાં ઓ પેલા તે વાંચે.

વસુદાઃ શી ભાગ્યની ખામી! શી વિધિની વિચિત્રતા! આપણે હવે સપડાવાના!

ગુલબીઃ બા તમારે રજ પણ ગભરાવું નહિ. એમાંનો એક અક્ષર પણ એમનાથી ઉકેલાવાનો નથી. પણે ચકલેથી તે ઉશ્કેરાયલા જણાય છે પણ તેનો અર્થ કાંઇ કળી શકતા હોય એમ લાગતું નથી. અહો બીકના માર્યા તે આ તરફ આવતા હોય તેમ હાંફલા ફાંફલા દોડતા આવે છે.

વસુદાઃ ચાલો ત્યારે આજ પળે ગચ્છન્તિ કરીએ, નહીં તો એ કાંઇ ને કાંઇ પુછવાનાજ. એટલામાં તું ગુલબી એવી એક બીજી ચીઠી લખી નાંખ.

( બંને જાય છે. )

( બળતારામ આવે છે. )

બળતારામઃ મોત અને ભ્હોકાણુ! આગ અને વિનાશ!! પવન પાણી ને આકાશના સઘળા મહા ઉત્પાતો મારે બારણેજ! દારૂ ગોળા, બળતણુ ને ભડકા સારૂ હુંજ જડયો! આ ઘર સળગાવી મુકવાનો કાગળ પણ મારાજ આંગણામાં!! ........માસ્તર બળતારામ ને ....આ જલદીથી? અરે રામ? શરણામું તો ચોખ્ખુંજ છે. ખરેખર કાકડા મુકનાર અને લકૂંઆ જેવાનુંજ લખેલું!......."જલદીથી"........અરે બળો તમારી તાકીદ એકવાર ફરી વાંચું જોઇએ (વાંચે છે) "માસ્તર બળતારામ........પચાસ પહોળીમાં આ પહોચેથી તમારે ધરમશાળે પહોંચાડવા, નહીં તો તમે ને તમારૂં બધું ઉડી જવાનું "અરરર! તદ્દન ચોખ્ખું!! અક્ષરે અક્ષર લોહી અને દારૂ! ઉરાડી દેવાનું! નિર્દય

કૂતરાઓ, બધું ઉરાડી દેવું ! ! હે ભલા ભગવાન ! મેં અને મારા કુટુંબે એવાં શાં પાપ કર્યાં છે કે, તું અમને બધાને આમ ઉરાડી દેવાનું ધારે છે. ( વાંચે છે. ) "અમારી પાસે પૈસા નથી, પૈસાની બહુ જરૂર છે" અરે એજ કારણ, એમના ખીસ્સા ખાલી થયા એટલે અમને ઉરાડી દેવા ? ( વાંચે છે ) "વિચાર કરવાનો વખત નથી. વા વાત લઇ ગયો અમને. ઉરાડી મુકવાના ને બળવાના ! બાટવાનો ધરતીકંપ આની આગળ કાંઈજ નહિં. ( વાંચે છે ) "કામ તાકીદનું છે એટલે આટલામાંજ સમજી લેજો, પણ મદન પ્રેમનો બટકો દેવ તમે જયાં જાઓ ત્યાં હજો" પ્રેમનો બટકો દેવ ! પ્રેમનો કટકો દેવ ! ! હું જ્યાં જાઉં ત્યાં ! જહાનમમાં જાઓ, તમે ને તમારો કટકો દેવ બન્ને સાથે. હું એટલો તો ગભરાયોછું કે, બેઠોછું કે ઉભોછું, ચાલુછું કે વાંચુંછું, વિચાર કરૂંછું કે શુન્ય છું, તે કાંઇ સમજાતું નથી; કદાચ હમણાજ હું ચેતેલી દીવાસળી ને દારૂગોળા ઉપર ચાલતો હોઈશ. વાદળમાં ઉરાડી દેવાની તેમની મરજી જણાય છે. અમે પથારીમાંજ બળી મરવાના ? સુતેલાજ સીજાઈ જવાના, રાખોડી થવાના ? ?

ભુલક્ષ્મી: મુરબ્બી શું છે ? તમે કેમ આમ ગભરાયલા દેખાઓ છો ?

બળતારામ: શુ છે શું ? ખુન છે ખુન ! સવાર પહેલાં સુતેલાજ આપણે સીજાઇ જવાના ?

ભુલક્ષ્મી: શીરછત્ર, મને તો એવું કાંઇ સમજાતું નથી.

બળતારામ: ખાત્રી પત્રક મારા હાથમાં છે, ત્યાં તમને શું જણાય ? મારૂં કુટુંબ કોઈ રીતે બ્હીવાનું નહી ? ખાવું,

પીવું, ને ઉંઘવું, સવારથી સાંજ સુધી મારા ઘરનું એજ કામ. ધરતી ડોલાવા લાગે કે આભ ફાટે તોપણ મારા ઘરના એદી માણુસો તો ઘોરવાનાજ. અને પહાડ ફાટે કે લંક લાગે તોપણ પેણી તો ચાલુને ચાલુજ !

**ભુલક્ષ્મીઃ** પણ આ પ્રમાણે તમે અમને કેટલીએ વખત તો બ્હીવડાવી ચૂકયા. વરસોના વરસો થયાં ધરતીકંપ, દુષ્કાળ, મરકી, લાહ્ય રેલ અને હડખાયા કુતરાનીજ વાત; પાણીમાં ઝેર ભેળી બધાને મારી નાખવાના કાવત્રાની વાત કરી ઘરના તમામ માણુસોને નકામા આઠ દિવસ સુધી નાળી-એરનું પાણી પીવડાવેલું તે વાતને હજુ એક મહિનોએ વિત્યો નથી.

**બળતારામઃ** તમે બધા નાળીએરના પાણીનેજ લાયકના છો. અરે ? પણ બ્હાર શત્રુને સામો મળવાને બદલે આ છોક-રી સાથે કયાં હું નકામી માથાઝીકમાં પડયો. ઓ કુલીઆ ? અલ્યા કુલીઆ ? બધાં ઘરમાં તપાસ કર, છેક ત્રીજે માળથી ભોંયરા સુધી, જા, ઝટ ભોંયરામાં જો, કાંઈ ઝટ સળગી ઉઠે તેવું તો નથી. ઉપર જઈને જો, કોઇએ બળતો કાકડો તો નથી નાખ્યો ! દીવો, દેવતા, બધું થંડુ કરો. પાણી તૈયાર રાખો, હાથ બંબો બ્હાર કાઢો કે તરત કામ આવે.

( બુમો પાડતો જાય છે )

**ભુલક્ષ્મીઃ** (સ્વગત) આ બધી ધમપછાડનો અર્થ શો ? પણ જયાં રોજને રોજ એનુએ ત્યાં તપાસ પણ શી કરવી. અરે ! શ્રીમાન મધુવને એકાંત મળવાનું કહ્યું છે તે શું કામ હશે ? એમને આવતા જોઇ આજ મારૂં હૈયું કેમ

ધડકે છે ! એમણે કોઈ દિવસ કાંઈ વિચારવા જેવું કહ્યું હોય તો તે આજજ છે. ખરે એમનો અર્થ એવો તો નહિ હોય કે..........અરે, પણ એતો આવી પહોંચ્યા.

( શ્રીમાન મધુવન દાખલ થાય છે. )

**મધુવનઃ** હું આ શહેરનો ત્યાગ કરૂં તે પહેલાં તમને ખાસ મળવાનું કારણ એટલુંજ કે.......

**ભુલક્ષ્મીઃ** ત્યારે ખરેખર તમે શહેર છોડીજ જશો ?

**મધુવનઃ** હા શ્રીમતી, અને કદાચ આ દેશ પણ. આ મુલાકાતનો લાભ લેવાનું કારણ એટલુંજ કે.......આપણી મિત્રતાને અંગે કાંઇ કહેવાને લીધે.......અને તે પણ મને શંકા છે કે...

**ભુલક્ષ્મીઃ** (સ્વગત) એમને શંકા ! મારી લજ્જા આગળ એમની શંકા શી ? ( પ્રગટ ) આપણી ઓળખાણ તો ઘણા લાંબા વખતની છે. પ્રથમ આપણે સુધનલાલ શેઠને ત્યાં લગ્નની મીજલસમાં મળેલા, તમે નહિં તે પ્રસંગે મારા ચ્હેરા સારૂ મશ્કરી કરેલી ?

**મધુવનઃ** ખરેખર શ્રીમતી, તમે રંગ લગાડેલો હશે એમ ધારી મેં ટકોર કરેલી પણ તે પછીના તમારા વધારે ઉત્સુક લજ્જા ભાવથી બધાને સ્પષ્ટ જણાઈ આવ્યું કે, એ બહાર તો સ્વભાવિકજ હતો.

**ભુલક્ષ્મીઃ** તોપણ તમે તો તમારા ભોળા સ્વભાવથી સારૂં લગાડવાજ કહેલું. અને એવાજ કારણસર પેલી કદરૂપી બેહિલા જેને કોઇ બોલાવતું સરખું નહોતું તેની સાથે વાતે વળેલા.

મધુવનઃ હા, અને બીજેજ દિવસે જેની સાથે દરેકને વાત કરવાનું મન થતું. તે લાવણ્યવતીની વાણીનો પ્રસાદ મળ્યો.

ભુલક્ષ્મીઃ શ્રીમતી, તમારી બુદ્ધિએ પ્રથમ પ્રસંગની એ ભુલ તો હવે સુધારી લીધી હશે એમ હું ધારૂંછું ઘણુંખરૂં પ્રથમ દર્શને અમે સારી છાપ પાડીએ છીએ. અમે અબળા જાતિ એક ગરીબ દુકાનદાર જે પોતાનો બધોજ સારો માલ સુંદર દેખાય તેમ આગળ ગોઠવે છે તેના જેવાં છીએ.

મધુવનઃ ખરેખર, એ પહેલા પ્રસંગથી હું છેતરાયોજ હતો. પોતાની ખુબસુરતી જાણી એક સ્ત્રી જેટલું અભિમાન ધરાવે તેવાં તમે હશો એમ પણ તે પ્રસંગે મેં ધારેલું પણ તે પછીના પ્રત્યેક દિવસના અનુભવે મને શીખવ્યું છે કે, અહંકાર વિના અકકલ અને ડોળ વિના સુંદરતા રહી શકે છે.

ભુલક્ષ્મીઃ શ્રીમાન, આ પ્રમાણે આપને બોલતાં આજજ સાંભળુંછું. વળી મને નવાઇ તો એ લાગે છે, કે જે ખોટા ફાંકાને લીધે પોતે સપડાયલા તેનીજ ભલામણ મારે સારૂ શા માટે કરતા હશો?

મધુવનઃ શ્રીમતી તમે ખોટું ના લાગાડશો. આપણી લાંબા વખતની મિત્રતાને લીધે હું એમ ધારતો હતો કે, જે વાતની તમે ગુસ્સે થયા વિના ના પાડી શકો એવું કાંઇક સંકોચ વગર કહેવાનો મારો હક છે.

ભુલક્ષ્મીઃ શ્રીમાન, મારો આગ્રહ છે કે તમે હજુ કાંઇક વિચાર કરશો, તમારી કોઇ પણ વિનંતીનો અસ્વીકાર હું કરી

શકું એમ નથી. તો પણ હું ધારૂં છું કે તમે ઉતાવળા થાઓ છો હજુ જરા વિચાર કરો.

**મધુવન:** હું અવિચારીછું એ કબુલ કરૂંછું, પણ હું એક એવા મિત્રને સારૂ વિનંતિ કરૂંછું કે જે તમને પુશ્કળ ચાહે છે. શ્રીમતી તમે અધીરાં ન થશો, તે તમારા તરફ ખરેખર અતિશય પ્રેમાળ છે. એનું બધું સુખ તમારામાંજ છે.

**ભુલક્ષ્મી:** આટલીજ હકીકતથી તે કોણ તે હું ભાગ્યેજ સમજી શકીશ.

**મધુવન:** શ્રીમતી, તે પોતાની ઓળખ આપવામાં અતિશય વિનય વાળા છે અને તમે તે સમજવામાં અતિશય શરમાળ દેખાઓછો, તોપણ તેની ઓળખ સારૂ એટલુંજ બસ છે.

**ભુલક્ષ્મી:** ઠીક, ત્યારે તો હવે અજ્ઞાનતા ધારણ કરવી એમાત્ર ઢોંગજ ગણાય, તેમના તરફ મારૂં ઘણા દિવસથી મન છે એ વાત મારે કબુલ કરવી જોઈએ. તેમને પોતાના હૃદયની કીમત નહોતી ત્યારે તે અંતઃકરણ મારૂં કરવાની મને સ્વભાવિક ઉર્મિ થઇ.

**મધુવન:** ( સ્વગત ) હું સમજ્યો, આનો પ્રેમ તેના તરફ કયારનો છે. ( પ્રગટ ) હું જોઉં છુ કે, તમે એના મનોવિકાર અને લાયકીને કયારના પીછાંનોછો, કેવો સુખી મારો મિત્ર ! જેને આવી લાવણ્યતાથી બદલો મળે છે અને ગુણની પરીક્ષા કરનાર આવી બુધ્ધિશાળીનો તે માનીતો થાય છે

**ભુલક્ષ્મી:** શ્રીમાન ! તમારો મિત્ર ? કયો મિત્ર ?

**મધુવન:** મારો ઇષ્ટમિત્ર-મિત્ર દંભદાસ.

**ભુલક્ષ્મી:** કોણ ?! દંભદાસ!!

**મધુવન:** હા, શ્રીમતિ, તેજ, તમારી ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ કલ્પનાથી ધારો તે ગુણ તેનામાં છે, અને એના બીજા સદ્ગુણો સાથે તમારી તરફ નિઃસિમ પ્રેમ પણ છે.

**ભુલક્ષ્મી:** બસ, આથી તો હદ વળી, શ્રીમાન, મારી તમને વિનંતી છે કે, તમારે એ વિષે હવે મને કંઈજ કહેવું નહિં.

**મધુવન:** હું તમારી ગુંચવણ સમજ્યો. તેનો શો અર્થ કરવો તે જાણ્યુ તમારૂં મન સ્પષ્ટ જણાય છે ત્યારે હવે એ ખબર કહી મારા મિત્રને ખુશી કરૂં ?

**ભુલક્ષ્મી:** જરા પણ નહિં,

**મધુવન:** તમે ખોટું ના લગાડો તો મારે કહેવું જોઇએ કે વાત તમને ખરેખર માન્ય છે.

**ભુલક્ષ્મી:** શ્રીમાન, હવે મારે તંમને કહી દેવું પડે છે કે તમે તમારી જાતને તથા મારા વિચારને તદ્દન ખોટા સ્વરૂપમાં જુઓછો. તમારી મિત્રતામાં સલાહ અને સહાયતાની આશા હતી. હાલના આ અનુભવે મને શીખવ્યું કે જે માણસ પોતાની જાતને તેમાંનુ કાંઇ આપી શકતો નથી તેની પાસે બીજાએ એની આશા કરવી એ ઘણું ખોટું છે જે માણસ પોતાની જાતનો મિત્ર નથી તેનીમિત્રતા હું હવે સ્વિકારતી નથી.

(જાય છે.)

**મધુવન:** (સ્વગત) વળી આમ કેમ! પ્રથમ કબુલ કર્યું કે મારો પ્રેમ તેના ત ફ છેતોપણ તે ગઇ તો દીલગીર થઇને, મે

કાંઇ આડું તો વેતર્યું નથી. તેવું કાંઇ જણાતું તો નથી. ખરેખર, આ વાતજ એવી છે કે, કોઇ ત્રીજાની મારફત થવી ના જોઇએ; એનો ગુચવાડો હું ટાળી શકત. મારી એની સાથની લાંબી મિત્રતાને લીધે હું લગાર વધારે ડાહ્યો થયો.

( હાથમાં કાગળ લઇને બળતારામ તથા બહુસ્મિતા આવે છે. )

**બહુસ્મિતાઃ** હાહાહાહા ! વ્હાલા તમારી સંપૂર્ણ મરજી છે કે, આ પ્રસંગે અમારે બધાએ દીલગીરજ થવું ! હાહાહાહા !

**બળતારામઃ** ( ચાળા પાડતો ) હાહાહાહા ! વ્હાલી તારી આ પ્રસંગે સંપૂર્ણ મરજી છે કે, આથી બીજો સારો દિલાસો મને ના આપવો.

**બહુસ્મિતાઃ** ખરેખર વ્હાલા, એ બધા ઢોંગધતુરાને ને મારે શી લેવા દેવા છે. ભલેને આપણે બધાં ત્રિશંકુની પેઠે હવામાં અધર લટકતાં રહીએ. હું તો જરાએ દીલગીર થવાની નહિં તે નહિંજ.

**બળતારામઃ** તમારા જેવાના લાભ સારૂ પ્રભુ કરેને આ મકાન બંદીખાના જેવું સુધારનારૂં થાય. ચોગરદમથી ભયભીત થવાનું કારણ તને નથી સમજાતું ? કદાચ આજ ક્ષણે તોફાન શરૂ થતું હશે.

**બહુસ્મિતાઃ** ત્યારે તો આપણે એ બાબતનો પડદો ઉપડે ત્યાં સુધી ચિંતા કરવી છોડી દેવી, અથવા પઇસા આપીને પતાવાય તો કેમ ?

**બળતારામઃ** પઇસા !! તે હરામખોરોને સારૂં આંહી સામા કરી મુકયા છે તે આપી દેવા ! કહો જોઇએ મારા પઇસા પર તેમનો શો હક છે ?

બહુસ્મિતા: ત્યારે તમેજ કહો જોઇએ કે, અમારા હસમુખા સ્વભાવ ઉપર તમારૂં શું વેણ છે ?

બળતારામ: તારો હસમુખો સ્વભાવ પઇસા પતાવાનું કહેતો હોય તો મારી પ્રકૃતિ કહે છે કે પત્ની પહેલી ને પૈસા પછી; આ શ્રીમાન મધુવન આવ્યા. પૂછો એમને. એ શું કહે છે ? ભાઈ મધુવન, જુઓ આ દાહકોનો કાગળ ! મારાજ બારણા આગળથી મળેલો ! તમે તે જોઇ બીકથી ઠરીજ જશો ! તેમ છતાં આ મારી બૈરી તો વાંચે છે ને હસે છે, હસે છે ને વાંચે છે !

બહુસ્મિતા: અને શ્રીમાન મધુવન પણ નકકી હસવાનાજ.

બળતારામ: જો મધુવનભાઇ હસે તો મારે ફાંસીએ જવું.

બહુસ્મિતા: મારા સ્વામીની આવી ખોટી તકરાર કરતાં બીજી કોઇ વધારે ગાંડાઈ હોઇ શકે ?

મધુવન: બાઇ, તમારા વચ્ચે નિર્ણય કરવાનું મારૂ કામ નહિ; પણ એમનો આવો ત્રાસ દાહકોને બીજી વખત એવું કરવાને ઉત્તેજન આપશે.

બહુસ્મિતા: લો, જુઓ, મેં તો કહ્યુંજ હતુ કે એ તો મારા વિચારનેજ મળતા થવાના.

બળતારામ: કેમ સાહેબ, તમારૂં એમ કહેવું છે કે, આવા ભયંકર વખતમાં મારે લાંબા થઇ સુઇ રહેવું અને આંસુથી અથવા ફરીયાદ કરીને મારૂં પુરૂષાતન બતાવવું નહિં.

મધુવન: ભાઇ તમે ખોટુ ના લગાડશો: એ દુઃખમાંથી મુકત થવાનો ઉપાય એટલોજ છે કે તમારે એ વાત પોલીસને

જાહેર કરવી, દુઃખમાંથી મુકત થવાનો ઉત્તમ ઉપાય એજ છે કે તેની પાછળ મંડવું.

બળતારામ: કહો જોઇએ, હવે એ કોના વિચારને મળતા છે?

બહુસ્મિતા; કેમ મધુવનભાઈ, તમે એમ નથી માનતા કે બીકને હસી કાઢવી, એ તેને દુર કરવાનો શ્રેષ્ટ ઉપાય છે.

મધુવન: શ્રેષ્ટ શુ તે તો થોડાજ કહી શકે છે. પણ હું ધારૂં છું કે તમે કહ્યો તે ઉપાય પણ છેક ખોટો નથી.

બળતારામ: પણ આપણે તો શ્રેષ્ટ ઉપાયજ કરવો છે. શત્રુને સામા મળવું એજ ખરેખર શ્રેષ્ટ માર્ગ છે. નહિં કે આપણા ઘરમાં છઠે ખુણે હોઇએ ત્યાં આવી નિરાંતે લુંટી જાય, મારી જાય તે શાંતિથી જોયા કરવું!

મધુવન: કેમ સાહેબ, જો શ્રેષ્ટજ ઉપાય કરવો હોય તો... અરે હા........તમે કહોછો તે પણ એક ડહાપણ ભરેલો ઉપાય છે.

બહુસ્મિતા; કહો ત્યારે બ્હીને આપણી પીડા બમણી કરવી અને ભાગ્યા તુટયા અક્ષર લખી જાણે તેવા હલકા માણસના હાથમાં આપણને દુઃખ દેવાનું સોંપી દેવું એથી વધારે ગાંડાઈ કઇ?

મધુંવન: બેશક, એથી વધારે મૂર્ખતા કઈ?

બળતારામ: અરે? શું કહોછો? સાપોલીયું કરડે નહિ ત્યાં સુધી નાગને ના ધિકકારવો એ શું ગાંઠાઇ ના કહેવાય?

મધુવન: બેશક તદન ગાંડપણજ.

બળતારામ: ત્યારે તમે તો મારા વિચારનાછો.

મધુવન: સંપૂર્ણ રીતે.

બહુસ્મિતા: અને મારા મતને ગણુતાજ નથી ?

મધુવન: ભલા ભગવાન, તમે કહ્યું તે કરતાં વધારે સારૂ ભાગ્યેજ કોઇ કહી શકે. સામા થવાની શક્તિ આપણામાં ના હોય ત્યારે બીજાની દુષ્ટ કલ્પનાને ધિક્કારવી એજ ઉત્તમ છે, અને એક દાહકની કલમને બ્હારવટીઆની બંદુક માફક આપણું સુખ નાશ કરનાર ગણવાની કાંઇ જરૂર નથી.

બહુસ્મિતા: અહો, ત્યારે તો તમે એમજ ધારોછો કે મારૂં કહેવું તદ્દન ખરૂં છે.

મધુવન: તદ્દન ખરૂં.

બળતારામ: જો અમે બન્ને ખરાં હોઈએ તો હું મરી જાઉં કાં તો મારે દીલગીર થવાનુ હોયકે ખુશી થવાનું હોય! મારી પાઘડી માથા ઉપર હોય કે પડી ગઇ હોય! પણ એ બન્ને વાત સાથે શી રીતે હોઇ શકે!

બહુસ્મિતા: ખરેખર, ઉલટા સુલટી બે વાતમાંની એક ખરી હોય તો બીજી બરાબર હોઇ શકે નહિ.

મધુવન: કેમ વારૂ બન્ને ખરી હોઇ ના શકે! પીડા પતાવવાનો ઉપાય શોધવામાં બળતારામભાઇ, અને સરળ સ્વભાવથી રાહ જોવામાં તમે. લાવો, જરાએ કાગળ તો મને વાંચવા દો. ( કાગળ લઇ મનમાં વાંચે છે. ) અહો, એ તો હું સમજ્યો. આ કાગળથી જણાય છે કે ગામ બહારની ધરમશાળામાં કોઇને પચાસ રૂપીઆ જોઇએ છીએ. જો આ કોઇ દાહકોનોજ કાગળ હોય, તો ચાલો આપણે ત્યાં જઇ તેની જાતે તપાસ કરીએ. અને જેવો

તેનો લખનાર માગેલી રકમ લેવા આવે કે વસ્તુ તેને સપડાવીએ.

બળતારામ: પ્રિય મિત્ર, ખરેખર, એમજ થવું જોઇએ. બરોબર એમજ કરવું. હું ધરમશાળાના દરવાજા આગળ ઉભો રહીશ, તમે અંદર છુપાઇ રહેજો. જેવો એ હરામખોર નજરે પડે કે બંદુકની ગોળી માફક ધસી. બધી વાત એકદમ કબુલ કરાવવી, અને એ પ્રમાણે તેને ત્રણ લાકડે લટકવાનો રસ્તો ઓચિંતો કરી આપવો.

મધુવન: તમે પ્રથમ કહ્યું તે બરાબર છે, પણ દેહાંત દંડની શિક્ષા મને પસંદ નથી. મારો તો એ સિધ્ધાંતજ છે કે અપરાધ ઘણું ખરૂં જાતેજ શિક્ષા કરે છે.

બળતારામ: ઠીક ત્યારે તો હું ધારૂં છું કે, એને માત્ર સ્હેજ સાજ ધમકાર્વી છોડી દેવો.

મધુવન: એમજ પણ તેને સખત શિક્ષા કરવી નહિ.

બળતારામ: ઠીક, ઠીક, તે તો તમારે મારી ઉદાર બુધ્ધિને સોપવું.

મધુવન: ઠીક ત્યારે તેમ, પણ યાદ રાખજો કે, વિશ્વનું કલ્યાણ કરવું એ કુદરતનો પ્રથમ ધર્મ છે.

( મધુવન તથા બહુસ્મિતા જાય છે. )

બળતારામ: અરે મારી પરમાર્થ બુધ્ધિ તો કહે છે કે તેને હજાર માથાં હોય તો તે હજારે ઉડાવી દેવાં.

અંક ચોથો સમાપ્ત.

## અંક ૫ મો.



### સ્થળ સામબહારની એક ધરમશાળા.

( વસુદા તથા જેમલ આવે છે. )

વસુદાઃ અહો ઠીક, ધરમશાળા સુધીતો આપણે નિર્વિઘ્ને આવી પહોંચ્યા; હવે જો વાહન ઝટ તઇયાર થાય....

જેમલઃ ઘોડા ચંદી ખાઇ રહેવા આવ્યા છે. તે કાંઇ ગમન કરવાની ઉતાવળમાં નથી એટલે તેમને તો રોજ જેટલીજ વાર થવાની.

વસુદાઃ તારે તો મારી અમીરાઇનો હમેશાં ઉલટોજ અર્થ કરવો.

જેમલઃ તમે ગમે તેટલાં અધીરાં થાઓ, પણ ઘોડાને ચંદી ખાતાં વાર લાગે તે તો લાગવાની. તમે એટલોએ વિચાર નથી કરતાં, કે આપણી સાથે આવનાર તરફથી તો હજુ કાંઇ સમાચાર મળ્યા નથી. લલુતારામ તરફથી કાંઇ જવાબ નહી મળે તો પછી માત્ર એકજ રસ્તો છે.

વસુદાઃ શો ?

જેમલઃ પાછાં ઘર પધારવાનો !

વસુદાઃ તેમ કદી થનાર નથી. મેં નાસવાનો નિશ્ચય કર્યો છે. માટે ગમે તેમ થાય પણ જવાની વાતતો નકકીજ.

જેમલઃ ખરે, જયાં મન દોડે ત્યાં નિશ્ચયમાં ઝંપલાવાનું ઠીક પડે છે. બહારની બધી તઈયારી હું કરી મુકું છું. અને પેલી વીસી આગળ પુછતો આવુ છું કે, કાંઈ ખબર આવી છે ! બાઇ તમારે નકામી ધાંધલ કરવી નહી. ધીરા થશો તો આપણે જલદી નીકળી પડીશું.

( જેમલ જાય છે. )

( ધર્મશાળાની રખેવાળ આવે છે. )

રખેવાળઃ અલ્યા ભુલીઆ, પણે તમાકુ જોઇએ છીએ તે આપ, કેમ કોઇ બોલતું નથી. પણે ત્રીજી ઓરડીમાં જલદી જા, પેલા મંદિર આગળ ધાંધળ શેની છે ! બાઈ, તમે મને બોલાવી કે !

વસુદાઃ ના બાઇ.

રખેવાળઃ તમે કયાં જવાના ? મારે તે કાંઇ પુછવાની જરૂર નથી. બાઇ તમે પરણેલાં કે કુંવારા ? હું કાંઇ પુછતીજ નથી બે દીવસ ઉપર અહીંથી એક જોડું ગયું. મરદ હતો તો દરજી, પણ કેવો ગ્રહસ્થ જેવો ઠાવકો, બોલવે

ચાલવે કેવો મઝાનો અને બાઇ તો જાણે લજામણીનો છોડ! અમે ચાહ પીવા બેઠાં ત્યાં તેને ચાહ પીવાનું મનાવતાં અડધો કલાક નીકળી ગયો.

**વસુદાઃ** હું ખાતરીથી કહું છું કે, હું પેલા જનાર સાથે પરણવાની નથી.

**રખેવાળઃ** કદાચ તેમ નહિ હોય, એ પુછવાનું કાંઇ મારૂં કામ નથી. ખરે, ગાંધર્વ વિવાહ ભાગ્યેજ સારા નિવડે છે પેલી ઝીંણુકી એક ઘોડાવાળા સાથ છાનીમાની પરણીને થોડા દીવસમાં તો બન્નેને ચકમક ઝરી, હવે તો પણે કુંભગલીમાં બન્ને જુદાં રહે છે.

**વસુદાઃ** (સ્વગત) મારી દશાનું કેવું આબેહુબ ચિત્ર!

(લલુતારામ આવે છે.)

**લલુતારામઃ** વ્હાલી વસુ, તું ભય મુકત થાય તે જાણવા હું એટલો બધો ઉત્સુક હતો કે, મારૂ મન રહયું નહિ. આપણે પકડાઈ જવાની બીક છે, છતાં તું અહિંથી સહીસલામત વિદાય થાય તેની ખાતરી કર્યા શિવાય મને ચેન પડયું નહિ.

**વસુદાઃ** તમે કહો છો તેનું પરિણામ સારૂ આવે. ખરેખર, આપણે તદ્દન નિરાશ થવા જેવો વખત આવ્યો છે. એવું જણાય છે કે, મધુવન શેઠની હુંડી સ્વિકારાઇ નથી. અને આગળ શું કરવું તે સમજાતુ નથી.

**લલુતારામઃ** એમ કેમ? મધુવન શેઠની હુંડી! અરે આપણને ફસાવવાનો તો કંઇ પ્રપંચ નથી.

**વસુદાઃ** એમના શુધ્ધ ભાવ તરફ વિશ્વાસ રાખો. આપણને મદદ કરવાની ઉત્કટ ઇચ્છાથી એ ગોથું ખાઇ ગયા પણ હવે

એ વાતજ જવાદો હું ધારૂ છું કે, હવે ગાડી તૈયાર થઈ હશે.

રખેવાળ: હજુ સહેજ વાર છે. બાઇ મારૂં કહ્યું સાંભળો તો હું કહીશ કે, તમારી સ્થિતિ મુસાફરી કરવા જેવી નથી. ઉત્તર તરફ થંડી બહુ સખત છે. ગરમા ગરમ કાફી તૈયાર છે, થોડીક લેશો તો શરીરમાં હુંફ ઠીક રહેશે. હમણાજ બે જણ ગયા તેમણે વખાણી વખાણીને પીધી રમત ગમત કરતા તે લોક ચાલ્યા ગયા. ઉંચા ચઢયા પડદા, ગોળ ફર્યા પડાં, ને 'હાંક સલેમાન ગાડી' કહેતા કે ચાલ્યા.

( બળતારામ આવે છે )

બળતારામ: મધુવન સેઠ આંગણા આગળ ઉભા છે એટલે હું આ તરફ ચોકી કરૂં. મારી ધારણા પ્રમાણે તો જોતાં વાર- માંજ હરામખોરોને ઓળખી કાઢીશ. હરામખોરો હોય ત્યાં ત્યાં કાંઇ નિશાની તો રહેવાનીજ. અરે! પણ આ અહીં કોણ! મારો છોકરો ને છોકરી! એ લોક અહીં શું કરતા હસે ?

રખેવાળ: બાઇ, હું કહું છું કે, એ તમને ઠીક પડસે. થંડીને સારૂ શું જોઇએ તે હું સારી રીતે સમજુ છું બાઈ કડકડતી રાત લેવાની છે.

લલુતારામ: બાઈ, એક ટીપુ પણ હવે નહિ. ઘોડા જલદી જોડાય તો સારૂ. મને પકડાઇ જવાની બ્હીક છે.

રખેવાળ: એ તો થવાનુજ. અલ્યા ભુલીઆ ! બધાના કાનમાં કેમ પુમડાં ખોસ્યાં છે ! ભુલીઆ, અલ્યા ભુલીઆ એ ભુલીઆ! હુ ક્યારની બુમો પાડું છું ને કેમ કોઇ બોલતું નથી........

( ભરાડા પાડતી જાય છે. )

વસુદા: જ્યાં શુકનમાં સંતાપ, ત્યાં અંતમાં પશ્ચાતાપ પળે પળે ધાસ્તી વધે છે ને મારૂં હૈયું તો થરથર ધ્રુજે છે.

લલુતારામ: વ્હાલી, બીક જેવું કાંઇ નથી; હાલ તેમ ધારવાનું કાંઇ કારણુ પણુ નથી; મધુવન શેઠે કહ્યા પ્રમાણે મારા પિતા વાતમાં રોકાયા હોય, અને એ ખરૂંજ બોલ્યા હોય તો આપણુને કાંઇ વિઘ્ન નડનાર નથી.

વસુદા: મધુવન શેઠના શુધ્ધભાવ વિષે મારીતો ખાત્રીજ છે. આપણું કામ કરવા એમને કાંઇ વાંધો નથી. મને તો માત્ર તમારા પિતાના શંકાશીળ સ્વભાવની ફીકર છે. વિના કારણુ જે મન ગભરાય તે કારણુ મળતા વહેમાવાનુંજ.

લલુતારામ: આપણુા ગયા પછી ભલેને ગભરાયા કરે. મારૂં કહ્યું માને તો તારે એમના ગુસ્સાથી રજ પણુ ગભરાવું નહીં. એમના બળેલા સ્વભાવથી એમની જાતને તો કાંઇ હરકત આવતી નથી તો પછી બીજાને લાવવાની શી જરૂર? કામ નહિં એટલે બબડાટ કર્યા કરે, અને ઠપકો આપી ગમ્મત મેળવે.

વસુદા: તે તો હુ કાંઈ જાણુતી નથી પણુ કોઇ કોઇ પ્રસંગે તો તે બહુ હાંફલા ફાંફલા થઇ જાય છે.

( બળતારામ છતો થાય છે. )

બળતારામ: તે હવે કેવો દેખાય છે! તેનું સ્વરૂપ હાલ કેવું તરેહવાર છે?

વસુદા: અરરર!

લલુતારામ: સત્યાનાશ!

બળતારામઃ હું હવે કેવો દેખાઉં છું ? સાહેબ, હું તમારો નમ્ર સેવક છું. બાઇ, તમારે આધીન છું. તમે ઉપડી જાઓ છો, ભાઈ સાહેબ તમે પણ ! ! તમે જવાનાજ વીચારમાં હોતો માસ તરફના એ બોલ સાંભળતા જાઓ. પહેલા તો કહો કે, તમે ક્યાં સીધાવો છો ? એનો જવાબ મળશે તોપણ હું તો એટલોજ અણજાણ રહેવાનોછું.

લલુતારામઃ એમજ સમજતા હો તો અમારા ઉતરથી તમને કાંઇ ખબરતો મળેવાની નહિ. અને ઉલટા વધારે ગુસ્સે થવાના.

બળતારામઃ કૂતરા, તને કાંઈ પુછતોજ નથી, બાઇ સાહેબ, તમારે શું કહેવું છે ? "પકડો એને" ( એવી બહારની બૂમ સંભળાય છે. ) હું ધારૂ છુ કે, બહારને કાંઇ અવાજ સંભળાયો મધુવન શેઠે કોઇ હરામખોરને પકડયો કે શું ! અરે એવો કંઈ સંભવ હાલમાં જણાતો નથી.

લલુતારામઃ મધુવન શેઠ બહાર ! ત્યારે તો વડીલ મધુવન શેઠે તમને અહીં મોકલ્યા !

બળતારામઃ ભાઇ સાહેબ એમ નહિ, એતો મધુવન શેઠ અમને અહિં લઇને આવ્યા.

લલુતારામઃ એમતે બને !

બળતારામઃ બનેજ સાહેબ, એ હાલમાંજ આ મકાનમાં છે. મારા પોતાના છોકરા કરતા તે મારી વધારે ફીકરમાં છે

લલુતારામઃ ત્યારે વડિલ તે એક ઠગ છે.

બળતારામઃ કેમ. કેમ અલ્યા ! એ ઠગ ! તારા વડિલની સંભાળ લે; તે ઠગ ! હું હવે કાંઇ સાંભળનાર નથી. હું

કાંઇ સાંભળનાર નથી. હું ચોકખું કહુ છું કે, હું હવે કાંઇ સાંખવાનો નથી, મધુવન શેઠ કુટુંબના મિત્ર-હિતેચ્છક છે. અને મારા ઘરના બધા એમને એ પ્રમાણે માન આપે તે જોવું એ મારૂં કામ છે.

લલુતારામ: એમની આવી મિત્રતાનો શો બદલો આપવો તેજ હું વિચારૂં છું.

બળતારામ: અરે લફંગા, મારા શોકમાં તેમણે કેવોને કેટલો ભાગ લીધો, હરામખોરોને પકડવાનો કેવો રસ્તો બતાવ્યો, અમે અહીં કેવી રીતે આવ્યા, તે બધું જાણસે ત્યારે તું પણ તેમને મારા જેટલુંજ માન આપવા તૈયાર થસે. (બહાર બુમ પડે છે "પકડો એને, પકડો એને; પકડો, પકડો ! !") આગ અને ભડકો ! હરામખોરને પકડો ! તે દુષ્ટ સપડાયો ! હરામખોર દેખાય છે. પકડો એને ! હરામખોરને પકડો ! ખુની ! પકડો, પકડો !!

( બુમો પાડતો જાય છે. )

વસુદા: અરે ગજબ ! આ બધા ઘોંઘાટનો અર્થ શો ?

લલુતારામ: મધુવન શેઠના સરળ સ્વભાવની આ એક નવી નીશાની પણ હું ખુલાસો મેળવવાનો હાલને હાલજ એનો નિકાલ કરવાનો !

વસુદા: વહાલા, મારી સ્થિતિ અને સુખની દરકાર હોય તો હાલમાં એ વાતજ જવા દો. ગમે તે થાય પણ આવા વિપત્તિના વખતમાં આપણે આપણા વાંકમાં વધારો કરવો નહી. શાંતિથી વિચારતા તરત જણાશે કે, **આપણું નિર્દોષપણુ એજ આપણી ઢાલ થવાની છે** તમારે તેમને ક્ષમા કરવી.

**લલુતારામઃ** એને ક્ષમા ! દરેક રસ્તે તેણે દગો નથી દીધો ? પોતાની પાસેથી નાણાં લેવાની જરૂર પાડી. જે માત્ર આપણને ખોટી કરવાની યુકિતજ હતી. આપણે ભય મુકત થઈએ ત્યાં સુધી મારા પિતાને વાતમાં રોકી રાખવાનું વચન આપ્યું. અને હવે જયાંથી આપણે જવાનું હતું ત્યાંજ લાવીને તેમને ખડા કરે છે.

**વસુદાઃ** તમે બહુ આકળા ના થાઓ, એકદમ વિચારના બાંધો. વખતે આપણે કાંઇ ભુલાવામાં હોઈશું.

( જેમલને ઘસડતો એક છોકરો ને પછી તરત
શ્રીમાન મધુવન આવે છે. )

**છોકરોઃ** અરે શેઠ, એને સખત સપડાવ્યો છે. આ રહ્યો તે હરામખોર ડોસલો, મને ઇનામ મળવું જોઇએ. જાતના કસમ જો આ હરામખોરને પઈસા માગી પલાયન કરતો ના જોયો હોય તો.

**મધુવનઃ** ચાલ લાવ તેને, જોવાદે અમને. ગુન્હા સારૂ તેણે શરમાતા શીખવું જોઇએ. ( પોતાની ભૂલ જોઇને ) અરે ! પણ આ કોણ ! જેમલ, લલુતારામ, વસુદા !! આ બધા નો શો અર્થ ?

**જેમલઃ** ભાઇ સાહેબ એનો અર્થ તમને કહું ! હું એક વડો મૂર્ખો છું, અને આપ તેના સરદાર છો ! બસ, એજ !

**મધુંવનઃ** ગોટાળો !!

**લલુતારામઃ** મારા મહેરબાન, તમે તમારૂ વચન પાળ્યું ! આવા નીચ કાર્ય પછી જેને દગો દીધો તેની સામે આવવાની તમારી હીમ્મત જોઇ હું બહુજ અજબ થાઉ છું.

**મધુંવનઃ** ભાઇ લલુતારામ. મારી પ્રતિષ્ટાના–મારા જીવના કસમ ખાઇને કહીશ કે....

લલ્લુતારામઃ બસ બસ; ઉજવાવ, ઉજવાવ જરા; તમારી દુષ્ટતાને આ ઢોંગથી વધારો નહિ મારા મહેરબાન, આજે જ મેં તમને બરાબર ઓળખ્યા ! હવે મેં તમને સારી પેઠે પિછાણ્યા.

મધુવનઃ તમે મારૂ કહ્યું નહિ સાંભળો ! હું શુધ્ધ હૃદયથી કહું છું કે, હું જાણતો નથી કે...

લલ્લુતારામઃ મારે શું સાંભળવું ? હવે તમારૂં શાસારૂ સાંભળવુ ? તમારા તમામ પ્રપંચો જગ જાહેર છે. પ્રત્યેક વીચાર સાથે હંમેશા મળતા થવું, કોઈ પણ વિનંતિનો કદી અસ્વિકાર નહિ; એક કસબણની મહેરબાની ને તમારી મિત્રતા બે સરખીજ ! તેના જેટલીજ ઠગારી ! આવા ગુણોથી દુનીઆંને કયારનોએ ધિકકાર છુટયો છે, ને હાલમાં પણ તેમજ છે.

મધુવનઃ હાય ! દુનિઆના ધકકારને પાત્ર ! (સ્વગત) એથી તો મરવું સારૂં.

લલ્લુતારામઃ તમારી દેખીતી હાજીહા કરવાની વૃત્તિ તે દુષ્ટ દગાને ઉશ્કેરનાર યુંકિતજ; તેના પરિણામથી ઉપજતી ઉપર ઉપરની દિલગીરી તે તમારા બીકણ હૃદયનું ઢાંકણ! દુષ્ટ દગાખોર ! ચાલ તતૈર થા !

બળતારામઃ (હાંફ્લો ફાંફ્લો આવે છે) કયાં છે એ હરામખોર ! કયાં છે એ ખુની ! ( છોકરાને પકડીને) આ કૂતરાને બરોબર પકડો. એનો ચહેરોજ ફાંસીએ જવાજેવો છે. ચાલ કૂતરા કબુલ કર બધું કહી દે ને ફાંસીએ લટક.

છોકરોઃ અરે શેઠ ! ઓ શેઠ ? મારૂં કેમ ગળુ દાબો છો !

બળતારામ: ( તેને મારે છે ) કૂતરા સામો થાય છે ? સામું બોલે છે ?

છોકરો: શેઠ હું નહી. આ પેલો પઇસા માંગનાર તો આ ટોળી માંનોજ નીકળ્યો.

બળતારામ: કેમ ? આમ કેમ ?

મધુવન: બળતારામ ભાઇ, આપણે કાંઇ એક વિચિત્ર ભુલાવામાં છીએ. અહીં કોઈપણ ગુન્હેગાર નથી. આ બધો ભુલાવોજ છે. આપણી અત્યાર સુધી બધી લજ થતી આવી છે.

બળતારામ: હું કહું છું કે તમેજ ભુલાવામાં છો. ગુન્હો, શું, બેવડો ગુન્હો છે, એક કાવતરૂં છે, લુંટારાનો પ્રપંચ છે મારી નાખવાનો પ્રપંચ છે. હું તેમની ખબર લેવાનો.

મધુવન: મારૂં કહ્યું જરાતો સાંભળો.

બળતારામ: શું તેને લઇ જવાની તમારી મરજી છે. હું કોઈનું સાંભળનાર નથી. મને માફ કરો.

મધુવન: બેન, તમે જરા શાંત ચિત્તાથી હું કાંઇ કારણસર કહું છું તે સાંભળશે ?

સુંદર: ભાઇ, મને તો માફજ કરજો.

મધુવન: ભલા જેમલ, ચાલ ત્યારે હું તનેજ સમજાવું.

જેમલ: થઇ ગયા પછી સમજાવવાનું શું છે ? ભાઇ, મને એ માફજ કરજો

મધુવન: મારૂ કહ્યું ત્યારે કોઈજ સાંભળવાનું નહિ કે ? મનોવિકારે અને વિચારે આવા આંધળા માણસો કોઇ હશે. (છોકરાને) મારા ભલા મિત્ર, હું તારી ખાત્રી કરીશ ત્યારે તને સમજાશે. અને તું અજબ થશે કે....

છોકરોઃ મારી તો કાંઇ ખાત્રી થવાની નથી; મને મેથીપાક સારીપેઠે મળ્યો તે શિવાય મારે કાંઇ અજબ થવાનું નથી. માટે સાહેબ, સહુ ભેગો મનેએ માફજ કરીદેજો

બળતારામઃ ચાલ છોકરી, તું મારી મહેરબાનીની આશા રાખતી હોય તો ખરી હકીકત ઝટ કહી દે,

વસુદાઃ કમ ભાગ્યે તમારી શંકાનું ઘણું ખરૂ કારણ તો હુંજ છું. તમારી સામે ઉભેલી આ પુતળી ખોટા ડોળથી તમને ઠગવા તમારા કુટુંબમાં દાખળ થઇ ગઇ હું તમારી છોકરી નથી

બળતારામઃ તુ મારી છોકરી નહિ !

વસુદાઃ ના તમારી છોકરી નહિ ! પણ એક દુષ્ટ ઠગારી ! જો. મને કોઇ ઝાલો....હું બે....લી....શ ...કતી....ન....થી

મધુવનઃ એ બાળાને કોઇ ટેકો આપો, એ પડી; એને ખુલ્લી હવામાં લઇ જાઓ

બળતારામઃ એ છોકરીને ખુલ્લી હવામાં લેઇ જાઓ. એ ગમે તેની છોકરી હોય હું તેનો વાંકોવાળથવા દેનાર નથી. એ કાંઇ એટલી બધી દુષ્ટ દેખાતી નથી.

( બળતારામ શિવાય બધા જાય છે. )

અહાહાહા ! બધું જણાઇ ગયું; બસ, બધી સમજણ પડી ગઈ. આ બાળા જે ઘરમાં છોકરી તરીકે રહેતી હતી તેની સાથે મારો છોકરો કયાંતો પરણ્યો છે. અગર પરણવાની પેરવીમાં છે. ખરે, એમ હોવુંજ જોઇએ. તોપણ કોઇ ધારે તેટલો હું દિલગીર થતો નથી. આપત્તિ વિષે આગળથી બબડવામાં એટલો લાભ છે કે તે આવી પડતાં બહુ જણાતી નથી.

( ભુલક્ષ્મી તથા સુધાનંદ આવે છે.)

સુધાનંદ: પણ શ્રીમતી, તમે શાથી જાણ્યું કે, મારો ભત્રીજો આ ભુમિનો ત્યાગ કરે છે?

ભુલક્ષ્મી: મારી દાસીએ કહ્યું કે, તેઓ આ ધરમશાળા તરફ ગયા છે. અને એમનો આ ભુમી ત્યાગ કરવાનો વિચાર હું જાણું છું, તેથી એવુ અનુમાન કરૂં છું. હું શું જોઉછું? મારા વાલી અહીં? આપણીજ સામેજ? મુરબ્બી કોણે ધાર્યું હતુ કે આ ઠેકાણે તમે અમને મળશો. કયો ભાગ્ય-શાળી બનાવ આ મુલાકાતના કારણરૂપ છે?

બળતારામ: હું ધારૂં છું કે, એક મુરખ.

ભુલક્ષ્મી: પણ તમારૂં અહીં આવવાનું પ્રયોજન?

બળતારામ: મુરખ બનવા માટે.

ભુલક્ષ્મી: પણ કોની સાથે?

બળતારામ: મારા કરતાં વધારે મોટા મુર્ખાઓ સાથે.

ભુલક્ષ્મી: જરા સ્પષ્ટ તો બોલો.

બળતારામ: વળી સ્પષ્ટ શું? આ મધુંવન શેઠ અમને અહીં લઇ આવ્યા. અને અહીં આવ્યા એટલે કહે છે કે, હવે કાંઇ કામ નથી. આ મારો છોકરો કોઇ સાથે પરણવાની પેરવીમાં છે. તે કોણ છે તે હું જાણતો નથી. હવે તમે જાણ્યુ તેટલુજ હું જાણું છું.

ભુલક્ષ્મી: પરણવાના? કોની સાથે?

બળતારામ: વસુદાને? જેને હું છોકરી માનતો હતો તેની સાથે? વળી એ વીસનખી કોણ છે? કોની છોકરી છે? તે આ ચાંદો જાણતો હોય તો હું જાણું.

સુધાનંદઃ ત્યારે સાહેબ, હું તમને ઓળખાવું. તમે મને ઓળખતા તો નથી, પરંતુ તમારા કુટુંબનો હિતેચ્છુ છું. તે નક્કી જાણજો. તમારી ખાત્રી સારૂ હાલ તરત એટલું જ જણાવવું બસ છે કે, કુળ અને લક્ષ્મીએ બન્નેમાં આ કન્યા તમારા છોકરાથી કોઇ રીતે ઉતરે તેમ નથી. એના પિતા શ્રીમાન લક્ષ્મીદુર્લભ એને મુકી સ્વર્ગ લોકના અતિથિ થવાથી....

બળતારામઃ શ્રીમાન લક્ષ્મીદુર્લભ ! શું પેલા સૌરાષ્ટના !

સુધાનંદઃ શ્રીમાન લક્ષ્મીદુર્લભના સ્વર્ગસ્થ થવાથી એ છોકરી એક ધનલોભી, કંજુસવાલીના સપાટામાં આવી; તેની વત્તિ એનું દ્રવ્ય સ્વાહા કરવાની હોવાથી એ બાળાને ભણાવવાને બહાને સ્ંગદેશ મોકલી, એની મરજી ઉપરાંત એને સાધુડી બનાવવાની અનેક કુળા વાપરવામાં આવી; ચીત્રપુરમાં મને એ વાતની બાતમી મળી, એના પિતાને તથા મારે સ્નેહ હોવાથી એના વાલીનો આવો હલકો પ્રપંચ ફળે નહી તે સારૂ બનતો પ્રયત્ન કર્યો. એને આવા વાલીના પંજામાંથી ખસેડવાનો વિચાર કરતો હતો, એટલામાં તમારો છોકરો એને મળી ગયો અને એના અતિ કોમળ અને રૂચિકર આકર્ષણથી એ બાળાને સ્વતંત્રતા, તથા તમને કન્યા મળી.

બળતારામઃ પણ મારે તો મારી પસંદગીની કન્યા લેવાની છે. એક જુવાન બાળા જેનું દ્રવ્ય મારા વચ્ચે પડવાથી, જેને લાગવગ છે તેની સાથે ગોઠવણ કરવાથી મારો છોકરો હાલ મેળવવા ધારે છે તેના કરતાં બમણું છે. તમે દંભદાસને ઓળખો છો સાહેબ ?

સુધાનંદ: હાજી નક્કી; માનજો કે તમે તેનાથી ઠગાયા છો જરા આમ આવો, હું તમારી ખાત્રી કરી આપું.

( સુધાનંદ તથા બળતારામ મસલત કરે છે. )

( મધુવન આવે છે. )

મધુંવન: જક્કી માણસ હજુ તુંકારાને અપમાન કરતોને કર· તોજ એના જેવાથી અપમાન, ને બધાથી ધિકકાર ! હું હવે મારી જાતનેજ ધિકકારતાં શીખ્યો છું. માણુસ માત્રને ખુશી કરવાની બેહદ ખતને લીધે હું કેવો ડુબ્યો છું. ! અક્કલ અને હોંશીઆરી મેં એટલી બધી વાપરી કે, જાણે એક મુરખ પણ મને વખાણ્યા વિના રહે નહિ. એ સઘળું હવે સમાપ્ત. ધન, માન, મિત્રતા, એ સહુ જોયાં. હવે એકાંત અને પશ્ચાતાપ સિવાય કાંઇ રહ્યું નથી.

ભુલક્ષ્મી: તમે આ ભુમીનો ત્યાગ કરો છો, અને તે પણ વળી અમને મળ્યા વિનાજ ! વાતતો એવી ચાલી છે કે, તમે આ દેશ પણ છોડી જાઓ છો. આ બધી વાતમાં ખરૂં શું છે?

મધુવન: હા શ્રીમતી, આ હતભાગીએ તમને નાખુશ કર્યાં છે, તોપણ તેમાં એટલો સંતોષ તો· છે કે, તમને સુખી જોઇને જાઉ છું. તથારા તરફ જેનો પ્રેમ છે, તમારા પ્રેમને જે લાયક છે, જેનામાં તમને ઉચી સ્થિતિએ પહોંચાડવાની. તથા તેનો તમે સુખથી ઉપભોગ કરો તે જોવાની શકિત તથા ઉદારતા છે. તે બધું જોઇને હું જાઉં છું.

**ભુલક્ષ્મીઃ** અને વારૂ, શ્રીમાન, જેવું તમે વર્ણન કર્યું તેવા ગુણોનો તે માણસ છે એવી તમારી ખાત્રી છે.

**મધુવનઃ** મારી પાસે તેનું ખરેખરૂં પ્રમાણ છે. હુંજ તેનો અત્યંત આભારી છું. શ્રેષ્ટમાં શ્રેષ્ટ સુખને એ પુરૂષ લાયક છે, અને તેવું સુખ તમે આપી શકશો. હું તો માત્ર એક નબળો ઢંગધડા વગરનો માણસ છું બધાનો આભારી, કોઇને સહાય નહિં કરનારો; એકાંત સિવાય હવે મને કયાં ચેન પડે તેમ છે ? બધા મને ભુલી જાય, એ સિવાય બીજી મને આશા પણ શી હોય?

**ભુલક્ષ્મીઃ** સહસ્ર આશાઓ છે! તમને આભારી કરવામાંજ જે પરમ સુખ માની લે છે તેવા કદર જાણનાર મિત્રોમાં રહેવું.......

**મધુવનઃ** નહી શ્રીમતી, હું દઢ સંકલ્પ કરી ચુકયો છું. અણુજાણ્યામાં હલકા ગણાવું સારૂં, પણ જ્યાં એક વખત બધા સરખા હતા ત્યાં તો તે વેઠી શકાય તેમ નથી. મારા નિશ્ચયની દઢતા બતાવવાને મારી પ્રથમની મૂર્ખતાની તમામ હકીકત કહેવા તૈયાર છું. મારી ખોટી પ્રીસીઆરીની, ઉડાઉપણાની, નબળાઇની, ને મારી અનેક ભૂલોની બધી વાત હવે હું શાંત ચિત્તથી કહોશ. વધારામાં એટલું પણ તમને કહેવા તૈયાર છું કે, બીજા અનેક ઉધ્ધત તરંગોમાં એવો પણ એક તરંગ હતો કે, હું જાણે તમારામાં પ્રેમવાન હોઉ. શ્રીમતી જયારે હું બીજાના મનોવિકાર તમારી આગળ દર્શાવતો હતો, ત્યારે મારા હઇયાનુંજ ઠેકાણું નહેતું પણ હવે એ બધું સમાપ્ત આપણી મિત્રતાને એ અયોગ્ય હતું. એ વાત હવે મારા મનથી ખસતી નથી.

ભુલક્ષ્મીઃ તમે મને ચકિત કરો છો.

મધુવનઃ શ્રીમતી, આમ ન બોલો; બોલ્યું ના લાવો, હું ધારૂં છું કે, તમે મનમાં કાંઇ નહી લાવો, હાલ પણ એ બાબત મેં તમને જણાવી ના હોત, પણ તેમ કરવાનો હેતુ માત્ર એટલોજ છે કે. હવે પછી એ બાબત વિષે કાંઈપણ ના બોલવું, એવો મેં દ્રઢ નિશ્ચય કર્યો છે.

ભુલક્ષ્મીઃ શ્રીમાન, વિચાર કરો; એક પળ....અહા ! એ અહીંઆ.

(શ્રીમાન મધુવન ખસી જાય છે. દંભદાસ દાખલ થાય છે)

દંભદાસઃ (આમ તેમ જોઇને સ્વગત) કાંઇ ફસાઈએ તેવું તો નથી ને ! કાંઇ નહી, આતો બધા મિત્રોજ જણાય છે. (પ્રગટ) એક નજીવી જેવી બાતમી મળવાથી હું તમને અહીં શોધતો આવ્યો છું. પણ એ વાત આગળ જવી ના જોઈએ. બધાને જાહેર કરવાને હજુ વાર છે, કોઇ ચોકકસ અમલદાર પાસે મેં મારા માણસ મોકલ્યાં છે. તીજોરી ખાતાનું તમારૂં કામ હવે એક હજાર વર્ષથી થોડા વખતમાં થયુ જાણો ! બસ ચુપ !

ભુલક્ષ્મીઃ હું ધારૂં છું સાહેબ, કે તે જલદી થશે.

દંભદાસઃ શા માટે નહી ? કયાં કહેવું અને શું કહે એ જાણનાર માણસો મળે ત્યાં કામ જલદીથી કેમ ના થાય ? એવાં કામ કેમ કરવાં તે ચોકસ જાણનાર માણસો જોઇએ. કેમ મધુવન શેઠ ખરૂં કની ?

ભુલક્ષ્મીઃ એતો તમનેજ સોંપેલું છે ને.

દંભદાસઃ ઠીક, તમને હવે વધારે વહેમમાં નહીં રાખતાં કહેવું જોઇએ , તે તો થઇ ગયું છે. હું કહું છું કે. તે થયું છે. એમજ જાણો; બસ, એટલામાંજ બધું

સમજી લો, ઠાકોર સાહેબ ગૃહોદરસીંગ તરફથી હમણાજ મને ખબર મળી કે તમારો હક તપાસાઇ ગયો છે. અને તે મંજુર કર્યો છે. મૌન એજ શબ્દ બસ છે.

મધુવનઃ પણ એમ કેમ ? એ તો હાલ દસ દીવસ થયાં નવા બજાર ગયા છે.

દંભદાસઃ ખરેખર ત્યારે તો શ્રીમાન હંસરાજે અત્યંત ભુલ કરેલી, મને તો તેમણે કહ્યું.

ભુલક્ષ્મીઃ તેમણે ? શી રીતે ? શ્રીમાન હંસરાજ અને તેમનું કુટુંબ તો આજ મહિનો થયાં શ્વેતગિરિ હવા ફેર માટે ગયા છે.

દંભદાસ: એક મહિનો થયાં ! ખરેખર એમ હોવુંજ જોઇએ. શ્રીમાન હંસરાજનો કાગળ મારા ઉપર નવા બજારથી આવેલો તેથી એ ત્યાં ગૃહોદરસીંગને મળેલા, એ બધી ખબર ત્યાંજ તેમને મળવી જોઇએ. મારી પાસેજ તેમનો કાગળ છે તમને વંચાવું ? ( ગજવામાંથી કાગળનો વિટળો કાઢે છે )........આ સ્થળપ્રદેશના સ્થાનિકનો, આ સ્કિવલાસીના ઉમરાવનો, પ્રતાપી સામંત વિદ્યાશુન્યમનો પત્ર તમે જોયો ? હાલ એ શુન્યસૃંગના શાહ બન્યા છે, પ્રમાણિક પંડિત........( શોધે છે )........અરે ! આ કોણ ? ( સુધાનંદ સામું જોઇને ) તમે પણ સાહેબ અહીંજ છો કે ? મારે તમને કાંઇક કહેવાનું હતું, અરે હા, ભલા મિત્ર, જો તમે શ્રીમાન સુધાનંદને પેલી ચીઠી ના આપી હોય તો મને તે પાછી આપજો. એ વિનાજ કામ ફતેહ.

સુધાનંદઃ મેં તે આપી દીધી છે અને તમને જણાવવાની રજા

લઇશ કે. તેનો સ્વિકાર અપમાન અને ધિક્કારથી થયલો.

**બળતારામ:** ધિક્કારથી ? શું કહોછો ! ભાઇ દંભદાસ આમો શો અર્થ ?

**દભદાસ:** તમે જરા થોભો, એમને પુરૂં બોલવા તો દો. એમને બધું કહી રહેવા દો. હમણાંજ એમાંથી કાંઇ નવું જણાશે.

**સુધાનંદ:** તમે સાંભળીને અજબ થશો કે, બહારના ખંડમાં કેટલીકવાર ખોટી થયા પછી, ફરતા ચાકરોની ઉત્સુકતાથી પરીક્ષા થયા પછી, આખરે મને જણાવવામાં આવ્યું કે સુધાનંદ એવા કોઇ માણસને ઓળખતાજ નથી અને વળી કહ્યું કે, આ પ્રપંચ એમને કોઇ ફાંદામાં નાખનારનો હોવો જોઇએ.

**દંભદાસ:** ભલે, હું મરી જાઉં. બહુ સારૂં. હા હા હા હા!

**બળતારામ:** ખરે મને તો આમાં કાંઈ સારૂં જણાયું નહી.

**દંભદાસ:** તમે ના સમજ્યા ? હા હા હા હા !

**બળતારામ:** મારા જીવના કસમ જો આમાં હું કાંઇ પણ સમજ્યો હોઉં તો, કોઇ વખતે એક ગ્રહસ્થે બીજા ગૃહસ્થને હલકામાં હલકો ઉત્તર આપ્યો જાણ્યો હોય તો તે આજ છે.

**દંભદાસ:** ત્યારે એ સંદેશાનો અર્થ તમને ના સમજાયો ? ખરેખર તેજ વખતે હું એજ ઘરમાં હતો. હા હા હા હા! મારા કાગળનો જવાબ આપનાર હું પોતેજ હા હા હા હા !

**બળતારામ:** ખરેખર ! કેમ ? શી રીતે ?

**દંભદાસ:** ટુંકામાં, શ્રીમાન સુધાનંદ અને મારા વચ્ચેનો બધો વ્યવહાર ખાનગી રહેવો જોઇએ. પક્ષકારોને ઘણા કાન

હોય છે એ શ્રીમાન હંસરાજના પક્ષના છે અને ઉમરાવ ગઠબંડાસ અને હું એક તરફ છીએ. બધો ભેદ ત્યાંજ છે.

બળતારામ: ખરેખર, તેમજ હોવું જોઇએ. મારો બધો અવિશ્વાસ હવે મટી ગયો.

દંભદાસ: તમારો અવિશ્વાસ ! ત્યારે શું તમે મને ભરોસા લાયક ગણતા નહોતા ? મારા ઉપર અવિશ્વાસ ! બળતારામ ! આપણે બન્ને મિત્ર હતા, હવે નહિ. મારી સાથે આજ પછી બોલતાજ ના હવે બધું બંધ.

બળતારામ: તમારી મહેરબાનીની મારે આશા છે તેથી તમને ગુસ્સો લાગે એમ મારૂ કહેવુંજ નહોતું. મારાથી એમ બોલાઈ ગયુ. તમે આકળા ના થાઓ

દંભદાસ: નહી બસ, મને ખોટું લાગ્યું છે. હું ગુસ્સે થવા-નોજ. મારા પ્રત્યે આ પ્રમાણે વર્તન ! હું કોણ ? શા કારણથી જાહેર તથા ખાનગી માણસો મારાથી ડરતા ચાલે છે ? શાથી 'સ્વયંપ્રકાશ' સામું લખે છે. ને 'બુધ્ધિ વિકલ્પ' મારાં વખાણ ગાય છે ? રાની જાતનો હું અધ્યક્ષ, સઇ-વેપારી મંડળનો હું વકતા, મારા પ્રસંશા પત્રો લખાયા છે અને મારા અર્ધાંગની છબી જયાં ત્યાં લેવાય છે, મારેજ વિષે અવિશ્વાસની વાત !

બળતારામ: સાહેબ મહેરબાન, ધીરા પડો. માફ માગવા શિવાય મારે બીજું શું કહેવું ?

દંભદાસ: શી રીતે હું થંડો પડું ? કોની સામે અવિશ્વાસ ! કોનો અવિશ્વાસ ? શા માટે અવિશ્વાસ ! હું કોણ ! મને તમારે આ પ્રમાણે ગણવાનો ! મિત્રની મદદ વગર

કોર્ટ દરબારે ઘુમનાર હું, કોષાધ્યક્ષ તથા સુધાનંદ જેવાની મુલાકાત કરાવનાર હું, તેનાજ તરફ અવિશ્વાસ હું કોણ ! હું કહું છું કે હું કોણ !

**સુધાનંદ:** જ્યારે તમે ઉત્તર સારૂ એટલા બધા આકળા થાઓ છો ત્યારે તમે કોણ છો, કેવા છો, તે સાંભળોઃ તમે જેટલી રાજનીતિ જાણો છો તેટલાજ સત્તાધીશોને ઓળખો છો, જેટવા વિનયી છો તેટલાજ સજ્જનોને પિછાનવાવાળા છો; જેટલા સત્યને જાણુવાવાળા છો તેટવાજ કોષાધ્યક્ષને પીછાનો છો. સુધાનંદ મારૂંજ નામ છે. (તેનાં ચાંદ પટો વિગેરે ખુલ્લાં કરે છે.)

**બળતારામ:** શ્રીમાન સુધાનંદ !

**મધુવન:** ગજબ ! મારા કાકા ! (સ્વગત)

**દંભદાસ:** ત્યાંરે મારી અકકલ મને નીચે પછાડવાનેજ ઉંચે ચઢાવતી હતી કે !

**બળતારામ:** કેમ કામાર્થું સાહેબ ? તમારા બધા કામો આવાજ કે ! તમારો અવિશ્વાસ ! જાહેર ને ખાનગી માણુસોને બીવડાવનાર, પ્રસંસાપત્રો લખાવનાર, જયાં ત્યાં પોતાનું ચોઢાવનાર ! ખરેખરીજ ચાકરી કરવી હોય તો તમારૂં ઠાચું લાકડે લટકાવી આખા ગામમાં ફેરવવું.

**દંભદાસ:** હવે આ ડોકાને ગમે ત્યાં ફેરવો હાલ જયાં છે ત્યાંતો તેની કીંમત કોડીની થઈ છે.

**સુધાનંદ:** ઠીક, બળતારામભાઇ, આ માણુસ કેટલા કામના છે તે તો તમે જાણ્યું' ભુલક્ષ્મીના કામમાં તેની કેટલી વગ ચાલશે ?

બળાતારામ: અરે શ્રીમાન, બધું ઠીકઠીક; બધું પોકળ ફુટી ગયું. કોણ જાણે આજ કયા દિવસ થયાં મને એવી કાંઇ ગંધતો આવેલી. મેં તો હવે નિશ્ચયજ કર્યો છે કે, મારો છોકરો જે એક સાધારણ કુટુંબની કન્યા પરણવા તઇયાર થયો છે, તેની પસંદગીથી સંતોષ માનવો અને વધારે દ્રવ્ય મેળવવાના લોભમાં કોઇ બીજા દંભદાસના હાથમાં સપડાવું નહિં.

સુધાનંદ: તમારા એ નિશ્ચયને મારી અનુમતિ છે. તમારી સંમતિ તથા ક્ષમાની યાચના સારૂ આ તેઓ આવે.

( બહુસ્મિતા, જેમલ, લલુતારામ તથા વસુદા આવે છે )

બહુસ્મિતા: એ પોતે ક્યાં છે? વ્હાલા જે થયું તે થયું હવે આમને માફી આપો. તમે જાણો છો કે, આપણે પણ ગાંધર્વ વિવાહથી પરણેલા તેથી આપણેતો કાંઇ પસ્તાવા નો વખત આવ્યો નથી.

બળતારામ: અહો! આપણે બન્ને એક દિલથી એવું કહી શકતાં હોઇએ તો કેવું સારૂં? તો પણ આ ગૃહસ્થ, શ્રીમાન સુધાનંદે તમારા આવતા પહેલાંજ તેમને માફી અપાવી છે. હવે જો તમારે બેમુરખ જીવોને ભેગા કરવાની ઇચ્છા હોય તો તેમને ઘર છોડાવ્યા વિનાજ "શુભ લગ્નં સાવધાનં કરાવી દો"

લલુતારામ: અહા! કેવું સુખમય અને કેટલું ઓચિંતું! આવી ઉદાર બુદ્ધિને સારૂ અમારે શું કરવું! હવે પછીની અમારી આજ્ઞા પાલન વૃત્તિથી એનો બદલો વાળીશું અને આ શ્રીમાન ગૃહસ્થ જેમનો અમારા ઉપર અતિશય ઉપકાર છે....

સુધાનંદ: ભાઇ, મારે હાલ અહીં બીજું ઘણું કામ છે. એટલે તમારો આભાર-સ્વિકારી શકતો નથી. (મધુવન તરફ) ભાઇ, તમે મને જોઈ અજબ થયા હશો હું તમારી સ્વચ્છંદતા સુધારવા આ તરફ આવ્યો. પારકાની વાહ-વાહની દરકાર કરનાર મનની ભૂલો મેં ધિકકારથી જોઇ. સ્વભાવની સરળતા જોકે સત્ય માર્ગે હતી. પણ તેને અસત્યનો તિરસ્કાર નહોતો. અત્રી આવી વિશાળ ખામીઓ જોઇ હું બહુ દિલગીર થયો. વળી તે ખામીને નામતો કોઇને કોઇ સદ્‌ગુણનુંજ અપાતુ. તમારી ઉદારતા તે માત્ર અન્યાયજ, તમારી જનકલ્યાણ વૃત્તિ તે માત્ર નબળાઇજ. તમારી મિત્રતા તે બસ વિશ્વાસજ. મેં બહું દિલગીરી સાથે જોયું કે, વિશાળ બુદ્ધિ અને બહોળા જ્ઞાનનો ઉપયોગ માત્ર ભૂલને બપકાવાળી કરવામાં તથા ગુંચવણો વધારવામાંજ થતો હતો. તમારા મનની સ્વાભાવિક સુંદરતા મેં જોઈ પણ તેની મોટાઇ તથા સુંદરતાનો સ્વચ્છંદે વ્યય થતો જોઇ દયા ઉપજી....

મધુવન; મુરબ્બી. બહુ થયું. હવે દયા લાવી ઠપકો આપવાનું બંધ કરો તો સારૂં. હાલ થોડોક વખત થયાં તમારા ઠપકાનું વાજબીપણું મેં બહુ ગંભીર રીતે જાણ્યુ છે. હજુ એક ઉપાય રહ્યોછે. હાલમાંજ જ્યાં હું બધાનો વગર પૈસે વેચાયલો ગુલામ જેવો બન્યો છું, તેવા આ સ્થળનો ત્યાગ કરવા તઇયાર છું. કોઇ અજાણ્યા મુલકમાં જઇ ધૈર્ય શોધીશ, જેથી મનોબળ વધી ખેદાન મેદાન થયેલા મારા ગુણો પાછા સતેજ થશે. મુરબ્બી, આ સ્થળ છોડી જતાં પહેલાં મારે બે બોલ આ ભલા ગૃહસ્થના લાભમાં કહેવાના છે. હું આપને વિનંતિ કરી

કહું છું કે, અત્યારે જે બધું બન્યું તે છતાં આ ગૃહસ્થ; શેઠ દંભદાસનો મારા ઉપર એક મોટો ઉપકાર છે.

**દંભદાસ:** શેઠ, મેં પણ તમારી માફક સુધરવાનો નિશ્ચય કર્યો છે. મેં હવે જાણ્યું કે, પહેલું સત્ય શોધી કાઢનાર માણસ, હું અત્યાર સુધી ધારતો હતો તેના કરતાં વધારે પાકકો હોવો જોઇએ. આજથી સત્ય બોલવાની હું પ્રતિજ્ઞા લઉં છું તેની પ્રથમ પ્રતિતી હાલજ આપું છું. તમને છોડાવનાર, સ્વતંત્રતા આપનાર, ઋણ મુક્ત કરનાર, હું નથી. ખુલ્લા અંતઃકરણથી કહું છું કે, એ વાતમાં હું કાંઇજ જાણતો નથી. હવે આ મંડળમાંથી મારી જગ્યા જેને જોઈતી હોય તે ભલે સ્વિકારે. હું તો તેનું 'રાજીનામું' આપું છું.

(જાય છે.)

**મધુવન:** અહા! ત્યારે હું કેવો ઠગાયો?

**સુધાનંદ:** ના. એમ નથી. એ કૃપાને સારૂ તમે એક અતિ હેતાળ અને એક વધારે સુંદર મિત્ર, કન્યા ભૂલક્ષ્મીના આભારી છો હું ધારૂં છું કે, હવે એ બાળા આપણા બધાનો આનંદ પૂર્ણ કરશે. મારી આશા દઢ છે. જે માણસના મિત્ર થઇ માન વધાર્યું છે તેના તરફ વધારે કોમળ ભાવ દર્શાવી તેના સુખમાં વૃદ્ધિ કરશેજ. એમ થાય તો આ બધું હું વિસારે પાડી દઉં અને એક વહાલામાં વ્હાલા કુટુંબીનું ભલું થવાથી જે સુખ અને સંતોષ ઉપજે તેમાં ડુબી જાઉં.

**ભુલક્ષ્મી:** આ બધું જોતાં અજ્ઞાનતા ધારણ કરવી એ માત્ર ઢોંગ કરવા જેવું લાગે. મારા એમની સાથના સંબંધમાં કેવળ

મિત્ર ભાવનાથી કાંઈક વિશેષ કોમળ આકર્ષણ હતું એમ મારે કબુલ કરવું પડે છે. અને જો એ શ્રીમાન મારી વિનંતિથી દેશ ત્યાગ કરવાના નિશ્ચયમાં નહી ડગે તો આ મારા દક્ષિણ હસ્તમાં તેને ફેરવવાની કેટલી પ્રબળ સત્તા છે તે હું કસી જોઈશ.

( જમણો હાથ આગળ ધરે છે મધુવન તે સ્વિકારે છે. )

**મધુવનઃ** ઓ પ્રભુ ! આટલા બધા માનને યોગ્ય હું કયાંથી ? મ્હારી સુખવૃત્તિ, આભારવૃત્તિ શી રીતે દબાવું ! બધા સંતાપનો, અનેક વર્ષોની વિપત્તિનો બદલો વાળવા આવી એકજ ક્ષણ બસ છે.

**બળતારામઃ** વાહ ઠીક, હવે જયારે બધાના મુખ ઉપર સંતોષ અને આનંદ છવાઇ રહ્યા છે ત્યારે મારી પ્રભુને એટલીજ પ્રાર્થના છે કે, આજથી ત્રણ મહીને આપણે આથી વધારે સુખી હોઇએ.

**સુધાનંદઃ** ભાઇ મધુવન હવે પછી તારે તારી જાતને વધારે માન આપતાં શીખવું. **જે માત્ર બહારનીજ વાહ વાહની દરકાર કરે છે તેના સુખનો આધાર બીજાની ઇચ્છા ઉપર રહે છે.**

**મધુવનઃ** મુરબ્બી મેં મારી તમામ ભૂલો જોઇ લીધી છે. કોઈને સ્હેજ માઠું લાગશે એ બીકથી બધાને ખુશી કરવાનો મને ફાંકો હતો. રખે મૂર્ખાઓ મને નાપસંદ કરે તેથી મુર્ખાઇને પણ હું માન આપતો. આજ પછી ખરા દુઃખીનીજ દયા ખાઈશ, ખરા ગુણીનીજ મિત્રતા કરીશ, અને કેમ સુખી થવું એ જેણે મને પહેલું શીખવ્યું તેનો પ્રેમ—

"જેનું રૂપ ન શ્રાન્ત અન્ય અવળું,
સુખે દુઃખે સર્વદા,
જેને પામી શકે જનો સહજમાં,
સર્વે અવસ્થા વિષે;
સંસારે ઝટ પ્રાપ્ય શોક દુઃખથી,
દાઝ્યુ ઠરે જ્યાં દીલ,
ઢોળાએ ન જાય કદાપિ ઘટતો,
જેનો જરાથી રસ."

એ અનુભવ આપ્યો તેને નિરંતર મનમાં રાખીશઃ તથા

"જાતાં કાળ ઘસાઇ થાય અળગાં,
સંકોચ લજ્જા ભય,
ત્યારે સાર ચખાય સ્નેહ રૂપનો,
તેમાં ઠર્યો જે રસ;
એવો પૂર્ણ અનંત સુરસ ભર્યો,
સન્માનવ પ્રેમ તે,
લાધે વિશ્વ વિષે મહા શ્રમ વડે,
તે એકનો એક છે."

તે પ્રેમ મને કેવો સહજમાં મળી ગયો, તેથી તે મેળવી આપનાર મારા શુભેચ્છકનો તથા આવું શુભ પરિણામ લાવનાર વિશ્વ-નિયંતાનો નિરંતર આભાર માનતો રહીશ.

सर्वे: तथास्तु

અંક પાંચમો સમાપ્ત.



# ભરત વાકય.



નિજ ગોળીં-ગુણ વધારવા, જેમ વૈદ્ય શાસ્ત્રી હાલના,
પ્રમાણ પત્રને કારણે જાણ્યા જનો પાસે જતા;
લખનાર આવા ગ્રંથના, તેમજ હજુ છે આશરે,
નાન્દિ અને ભરત વાકય સારૂ, ગુણજ્ઞ એવા મિત્રને; ૧

છાપ સારી પાડવાની કળા જે જે જાણતાં,
ઔષધ કટુ પણ તે જનો ઝટ લઇ ગળે ઉતરાવતા;
એવું વિચારી આ કવી બહુ બહાર હોંસે ફરી વળ્યા,
અનુપ્રાસ જાણે મિત્ર જે જે તેહને જઈને મળ્યા, ૨

ભરત વાકય છેજ જરૂરનું તેના વિના ચાલે નહિ,
જો તસ્દિ લો કહિ આપતો ફેરો અફળ મારો નહિ;
વર્ષે વધેલા કવિ બોલ્યા, 'બચ્ચા એ તેં શું કહ્યું !
'વીતી ગયા એ દિવસ જયારે લખવું મેં મનપર લહ્યું.' ૩

'ભલે લખે સહુ છોકરા તરણાં હવે નથી તોડતો,
'વિદ્વાન તમારો મિત્ર પેલો, હોય જુઓ કાંઇ જોડતો.'
'ભાઇ ભલા ! હું શું લખું !' બોલ્યાજ વિદ્યાવાન એ,
'ગુલાબ જયાં મ્હેકી રહ્યા, હું થોર રોપું ત્યાંજ શે'! ૪

'કહો જઈ સુત્રધારને' 'શુ હુ"! 'માફ ભાઈ કરશો તમે,
'ના જાણીએ ખોટું ખરૂં એ વાતમાં કાંઈએ અમે',
છૂટી પડયા એવી રીતે સહુ મિત્ર આ લેખક તણા.
મદદ કોઈ નવ આલતા, પ્રિય વચનમાં પણ ના મણા. ૫

વાર્તિક તણા વિચારનો વંટોળીઓ અહિં આવશે,
સહુ મિત્રથી છુટો પડેલો ભાગ્ય હીણ કયાં ફાવસે?
દોષ દેજો જયાં ઘટે, થાજો ભલા જયાં થઇ શકો,
'પરોપકારી પુરૂષ' પણ વાંચક વિવેચક સહુ થજો. ૬

સમાપ્ત,



## આ આખ્યાનના મુળ લેખક પ્રખ્યાત અંગ્રેજ કવિ ઓલીવર ગોલ્ડસ્મીથના જીંદગીનો ટુંક વૃત્તાંત.

આ પંચાકી આખ્યાનના મુળ લેખક પ્રખ્યાત અંગ્રેજ કવિ નામે ઓલીવર ગોલ્ડસ્મીથ છે, તે ઇ. સ. ૧૭૨૮ના નવેમ્બર માસમાં આયરલાન્ડ દેશના લોંગફોર્ડ વિભાગના ફરની ગામની પાલાસ નામે જગ્યાએ જન્મ્યા હતા. તેમની માતાનું નામ એની. તેમના પિતા ચાર્લ્સ ગોલ્ડસ્મીથ ધર્મગુરૂનો ધંધો કરતા. તેમના પાંચ છોકરામાં ઓલીવર બીજો હતો. તેમની સ્થિતિ એ પાંચે છોકરાંને ઉંચી કેળવણી આપવા જોગ ન હોવાથી ઓલીવરને એક ગામઠી મહેતાજીની નીશાળે મુકયો. ત્યાં તે આંક, લખવું વાંચવું, તથા હીસાબ શીખ્યો. પોતે સાત વરસના હતા ત્યારથી કવિતા લખતા, એક પ્રસંગે એના પિતાને ત્યાં એકક હતી તે વખતે ગવઇઆએ બળીઆમાંથી તરતનાજ સાજા થયલા બટકા છોકરાને નાચતો જોઇ મશ્કરી કરી કે 'ઇસપ' નાચે છે અને તે ઉપર એક ગાયન લલકાર્યું તેવામાં પોતે નાચતાં નાચતાં એકદમ અટકી જઇ બોલી ઉઠયા કેઃ—

' કવિ આ એક જે બોલે,  
કહેતી ખરેખરી તોલે;  
'ઇસપ' આ નાચતો ઢંગે,  
બજાવે માંકડું રંગે. '

આ છોકરાનું આવું ટોળ જોઈ ત્યાં બેઠેલા તેના કાકા એટલા તો ખુશ થયા કે, પોતાના ભાઇને આ છોકરાને ઉંચી કેળવણી આપવા ભલામણ કરી અને તેનો ઘણા ભાગનો ખર્ચ પોતે આપવા કહ્યું.

ઇસ્વીશન ૧૭૪૪ ના જુન માસમાં આયરલાન્ડના પાયતખ્ત ડબલીન શહેરની 'ટ્રીનીટી પાઠશાળામાં દાખલ થયા ત્યાં એકસાંજે બધા ઓળખીતાને એકઠા કરી પોતાના ઓરડામાં નાચ રંગનો જલસો કર્યો. ત્યાં બધાની વચ્ચે આવી તેના શિક્ષકે તેમને માર્યા. આથી એમને એટલું બધું માઠું લાગ્યું કે, ડબ્લીન શહેર છોડી પરદેશ જવા ઠરાવ કર્યો. શાળા છોડી ભટકવા માંડયું તેમની પાસ માત્ર આઠ આના જેટલી રકમ રહી, છેવટ એક દીવસ ભુખ્યા પણ રહેવું પડયું. આવા દુખથી એમના વિચાર ઘર તરફ દોડયા તેમના ભાઇને આ વાતની ખબર પડવાથી જાતે આવી શિક્ષક સાથે સલાહ કરાવી આપી ઇ. સ. ૧૭૪૯માં ૨૧ વર્ષની વયે તે 'ગ્રેજયુએટ' થયા.

૧૭૫૦ માં એમના પિતા ગુજરી ગયા. એમના કાકાની ભલામણથી એક વરસ એક કુટુંબમાં શિક્ષક તરીકે રહ્યા. ત્યાં થોડુંક નાણું ભેગુ કર્યું એટલે એકને એક સ્થળે પડી રહેવાનો કંટાળો આવ્યાથી આપણા કવિએ એક સારો ઘોડો લીધો! છ અઠવાડીઆ રઝળી રખડી મા પાસે ગયા. એના આવા ઢંગથી એની માને બહુ રીસ ચઢી પણ એના ભાઇ બેનોએ વચ્ચે પડી શાંત પાડી. પોતે પછી પોતાના પરાક્રમની વાત કહી કે, મેં તો અમેરીકા ખંડ તરફ જવા ગોઠવણ કરેલી પણ સામા પવનને લીધે જવાયું નહિ. તેમના કાકા કોન્ટેરાઇને ફરી મદદ કરી અને કાયદાના અભ્યાસ અર્થે જોગવાઇ કરવાનું કહ્યું. એને પચાસ પાઉન્ડ આપીને મોકલ્યો પણ રસ્તામાં કોઇ લુચ્ચાએ એને ભોળવી લઇ પઇસા પડાવી લીધા. તેમના ભલા કાકાએ તેમની આ કસુર ઉદાર દીલથી માફ કરી એટલુંજ નહિ. પણ ૧૭૫૨માં એને વૈદક જ્ઞાન આપવાના હેતુથી ડબ્લીન

મોકલ્યો. ત્યાં પણ એ કાંઇ બરોબર ભણ્યો નહિ. ત્યાંથી લીડન જવા ભલામણ કરી, ત્યાં જતાં તે મરતાં મરતાં બચ્યો. ત્યાં વરસેક દિવસ તેના કાકા પાસે રહયો. પણ જે મળે તે જુગાર રમવામાં ઉડાવી દેતો. હવે તેને પગે ચાલી આખા યુરોપખંડની મુસાફરી કરવાનું ધુન ભરાયું. એક વસ્ત્રને એક વીણા લઇ ભાઇ નીકળી પડયા. આવા સાહિત્ય સાથે તે ફ્રાન્સ, જર્મની, સ્વીઝ-રલાંડ, ઇટલી વિગેરે દેસોમાં ભટકયા. વિણા વગાડી નાચી,ગાઇ પેટ ભરતો. ઈટલી દેશના પેઠયુઆ શહેરમાં હતો, ત્યારે તેના દયાળુ કાકાએ પૈસા મોકલવાની ગોઠવણ કરી. ત્યાં વૈદકનું એ કાંઈક ભણ્યો પણ એ ઉદાર કુટુંબીના મરણથી તેને પોતાની આજીવિકાની ફીકર પડી. ભટકતા ભટકતાં ૧૭૫૬માં લંડન આવી પહોંચ્યો. ત્યાં એક વસ્ત્ર અને જુજ પૈસાં સિવાય કાંઇ લાવ્યા ન હોતા. ત્યાં એક નિશાળમાં નોકરી લીધી. પણ કાંઇ ગોઠયું નહિ. પછી પોતે વૈદ બન્યા. ત્યાં 'દરદી ઘણા પણ દામ ન મળે' એવો અનુભવ થવાથી સાહિત્ય તરફ નજર દોડાવી. ૧૭૫૮ માં ' માસિક વાર્ત્તિક ' એ નામના ચોપાનીઆમાં લખવા રહ્યા. તેમને ત્યાં ખાવાનું રહેવાનું તથા સારો પગાર મળતો. ત્યાં તેમણે ' યુરોપના સાહિત્યની હાલની સ્થિતિ ' એ નામથી ગ્રંથ લખ્યો, અને એજ અરસામાં એમણે પોતાની પ્રખ્યાત નવલકથા 'વેકફીલ્ડનો ધર્મગુરૂ' લખી તે પહેલાં એમની 'પ્રવાશી' એ નામની પદ્ય રચના પ્રગટ થઈ વખણાઇ હતી. ૧૭૬૩-૬૪ માં સાહિત્ય સુધારવાનું કેટલુંક પરચુરણ કામ કર્યું. ૧૭૬૪ના અરસામાં ' દુનિઆનો શહેરી ' એ નામનું પુસ્તક ખપવાથી એમને ઠીક પ્રાપ્તિ થઇ. તેથી તે જરા ઠાઠમાઠથી રહેતા શીખ્યા અને એજ વરસમાં નિકળેલા સાહિત્ય મંડળના અંગભુત થયા. ત્યાં પ્રખ્યાત માણસોના પ્રસંગમાં આવ્યા.૧૭૬૫માં 'સંન્યાસી' એ નામથી મધુરૂં પદ્ય રચ્યું. અને ૧૭૬૮માં એમનું પહેલું

નાટક ' ગુડ નેચર્ડમેન ' યાને ' પરોપકારી પુરૂષ ' પ્રખ્યાત નાટકકાર કોલમેનની દેખરેખ નીચે 'કોવેન્ટ ગાર્ડ'ની નાટકશાળા માં ભજવી બતાવવામાં આવ્યું. પ્રથમ તો તેની ખ્યાતી વધારે ન થઇ પણ પાછળથી તેના વખાણ બહુ થયાં. તથા કાંઈક નફો પણ મળ્યો. એનું સુંદર કાવ્ય 'તજાયલું ગામ' ૧૭૬૯માં લખાયું તે ગદ્ય પણ ઝડપથી અને ઘણી સારી રીતે લખી શકતા. ૧૭૭૧ સુધી પછી કેટલાક પુસ્તકો લખ્યાં. ૧૭૭૩માં એમનું બીજું નાટક "શી સ્ટુપ્સ ટુ કોંકર" યાને 'વરવાનો વિનય' લખાયું તેથી એમને ૮૦૦ પૌંડ મળ્યા. ૧૭૭૫માં ' પૃથ્વિ અને જીવતા પ્રાણીઓનો વૃત્તાંત ' નામે પુસ્તક લખ્યું તેમાં ૮૫૦ પૌંડ મળ્યાં પણ આ ઉદાર, હાના અવિચારી કવિને પૈસાનો કાંઈ ખ્યાલજ નહોતો. જેટલું આવે તેટલું ઉડાવતા. નીતિ કે કરકસર તો એ જાણતાજ નહોતા જુગારની બૂરી લત પણ ખરી. ઉદારતા એટલી હદપારની કે ભાગ્યદેવી જો પ્રસન્ન થાય તોજ એની નાણાંની ભીડ ભાંગે. પૈસા ખુટે ત્યારે લંડન શહેરની પાસેના ગામડામાં મુકામ કરે, અને રાત-દિન લખ લખ કરી નાણાં મેળવે. એમના લખાણથી જાણીતા હોવાથી પુસ્તક પ્રગટ કરનાર એમને પૈસા પણ ધીરતા. આવા અસાધારણ ઘસારાથી ૧૭૭૪માં એમને તાવ લાગુ થયો અને એજ રોગથી એજ વરસના એપ્રીલ મહિનાની ૪થી તારીખે એક કવિ, ઇતિહાસકાર, નવલકથાકાર, અને નિબંધ લેખકે પોતાના ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો, અને પોતાના સાક્ષર સાથીઓનેજ નહિ, પણ અસંખ્ય ગરીબ જનો જેનો એ બેલી હતો. તેમને દિલગીરીમાં ડુબાવ્યા. મૃત્યુ સમયે એમનું વય માત્ર ૪૫ વર્ષનું હતુ. તા. ૯ મી એપ્રીલ સને ૧૭૭૪ના દિવસે તેમના શબને 'ટેમ્પલ' ( ધર્મસ્થાન ) નામની જગ્યાએ ભુમિદા કરવામાં આવ્યું અને તેની સમાધિ ઉપર નિચે પ્રમાણે લેખ કોતરવામાં આવ્યો:--

## " ઓલીવર ગોલ્ડસ્મીથના સ્મરણાર્થે. "

"કવિ,
કુદરત
ને જાણનાર,
ઇતિહાસકાર,
જેની કલમે કોઇ
પણ વિષયને
બાકી રાખ્યોનથી;
હાસ્ય અનેકરૂણારસને ચીતરવામાં એક્કો,
ઉંચી, વિશાળ અને સતેજ બુદ્ધિવાળો,
ઉમદા, પવિત્ર અને મધુર ભાષાવાળો,

**—આ સ્મરણ સ્તુપ—**

તેના ઓળખી-
તાંઓના સ્નેહને
લીધે, તેના મિત્રો
ના પ્રેમને લીધે અને
તેના અસંખ્ય વાંચકોના
ઉમદા અભિપ્રાય અને પ્રશંશાને
લીધે ઉભો કરવામાં આવ્યો છે.

તે આયરલાંડ દેશના લોંગફોર્ડ વિભાગના ફરની ગામની પાલાસ નામે જગ્યાએ ૧૭૨૮ના નવેમ્બર માસની ૨૯મી તારીખે જન્મ્યા હતા; ડબ્લીન શહેરમાં કેળવણી લીધી હતી અને ૧૭૭૪ના એપ્રીલ માસની ૪થી તારીખે લંડન શહેરમાં દેહત્યાગ કીધો હતો."

આ કવિના લખાણો એટલા બધાં તો પ્રિય થઇ પડયાં છે કે નાના છોકરાથી તે ઘરડા સુધી તે ઘણા હોંસથી વંચાય છે. તેમાં એવી મધુરતા અને રસ છે કે વારંવાર વાંચ્યાં છતાં તે મુકવા ગમતાં નથી. કોઇ પણ અંગ્રેજી જાણનાર સાધારણ માણસને એમ સવાલ કરવામાં આવે કે, તમારા મનમાં વસી રહેલાં એક કવિનું નામકો તો તે ઓલીવર ગોલ્ડસ્મીથ નુંજ હેવાશે.

આ કવિનું ' ટ્રાવેલર ' (પ્રવાશી) નામનું રસિક કાવ્ય ગુજરાતી ભાષા કવિતામાં લખાયું છે. વળી હાલના સદગત સાક્ષર ગોવર્ધનભાઇએ સરસ્વતીચંદ્ર નામની પોતાની અપૂર્વ ગ્રંથ સંકલનાના પ્રથમ ભાગને પહેલેજ પ્રકરણે તથા અન્ય સ્થળે તેમાંનો કાંઇક ભાગ પોતાની મનહર વાણીમાં મુકવાનું યોગ્ય ધાર્યું છે તથા એજ ગ્રંથ સંકલાનાના ચોથા વિભાગમાં આજ કવિના 'હરમીટ' (સન્યાસી) નામના મધુંરા કાવ્યના મોટા ભાગના રસનું ગુર્જર ગીરાના ભક્ત મંડળને પોતાની દીલપસંદ શૈલીમાં આસ્વાદન કરાવ્યું છે તે વાત આ કવિની રસિકતાના ખાત્રી પત્રક સમાન છે. રસિક વાંચકવૃંદના લાભાર્થે ઉપર કહેલો સદગત સાક્ષર ગોવર્ધનભાઇનો કવિતા આ નીચે ઉતારી આ ટુંક ચરિત્ર સમાપ્ત કરવામાં આવે છે.



## ' ટ્રાવેલર ' ( પ્રવાસી ) માંથી.

### લાવણી.

ઘર તજી ભમું હું દૂર, સ્વજનહીન ઉર ભરાઈ આવે,
નહિ ચરણ ઉપડે હુંથી, શોકને માર્યે;
ધીમો ધીમો વહી જતી 'શેલ્ટ' ભટકતી વળી 'પો'નદી છંદે,
ભર્મો ભર્મો મુકયા નિશ્વાસ, ત્યાંજ મન મન્દે.

જઉં ત્યાં હું આવું વળી અહીં, જઉં કયાં કયાંક કંઇ કંઇ જોવા,
મારી ઠરે ન કાંઇ પણ આંખ, માંડતી રોવા;
ડસ ડસી નિરંતર રહ્યું ભાઈ મુજ ઉર ભમતું તહારામાં.
બધું જોઈ જોઇ રહી રોઇ, જાય વહાલામાં.

તે રહે તુમાં દિન રાત, રહેતું જ સાથ સદા સંધાઇ,
દૂર જાતું જાય તે તેમ, પ્રીતિની દોરી જાય લંબાતી,
મારી રમત ગમતના મિત્ર પુરાણ શી પ્રીત સદા સુખી રહેજે,
તુજ ઘરની ચોકી કરો, સ્થળી દેવ હોય જે જે તે

સુખ વસો ત્યાંજ જયાં, ભૂલે રંક નીજ દુઃખો;
જયાં પામે આદર માત્ર પ્રવાસી ભુખ્યો.



## ‘ હરમીટ ’ ( સન્યાસી ) માંથી

( સરસ્વતિચંદ્ર ભાગ ૪થો પૃષ્ટ ૪૪૧ )

જોગીરાજ ! ઉભા રહો જરી,
મને વાટ બતાવોની ખરી,
પડી વનમાં આ રાત અંધારી,
ભમું એકલો ઘરને વિસારી.

*

નથી પગલાં ઉપડતાં મ્હારાં,
થાકે આવે છે આંખ અંધારાં.
પંથ પુરો થતો નથી આજ,
વાધુ હું ત્યાં વાધે વનવાટ.

*

દિવા જેવું પણે દેખાય,
જવા ત્યાં મુજ મન લલચાય;
ત્યાંતો રહેતા હશે કોક સંત,
મારા દુઃખનો આણશે અંત.

*

જોગીરાજ એ વાટ બતાવો,
દયા એટલી મુજપર લાવો,
જોગી બોલ્યા, બેટા રખે જાતો,
એણી પાસ રખે લલચાતો.

*

એતો ભૂતનો ભડકો જાણ,
ઓલાવે ને કરે પછી હાણ,

ભુખ્યાં તરસ્યાંને આદર આપે,
લુખું સુકું મળે તે જમાડે.

*

એવી આ છે ગુફા મુજ રંક,
બેટા તેમાં તું આવ નિશંક,

ફળને વળી એટલું ધાન,
શય્યા કાજ કુંળા ઘાસપાન.

*

રૂઠાં ઝરણનું નિર્મળ પાણી,
સુખ શાંતિને આનંદવાણી.

એવું અક્ષય પાત્ર છે અહીં,
હરી પ્રત્યક્ષ થાય છે સહી.

*

બેટા એવા આશ્રમમાં તું આવ્યો,
ગયો સમજ ચિંતા તણો વારો,

દુઃખ સંસારના નથી સાચાં,
મન માનવના એક કાચાં.

*

મળે કોળીઓ ઉદર ભરાય,
તસુ પૃથિવ સારે સુવા કામ.
પળવારનો કરવો સમાસ.
તોય મન ન ઠરે કરી હાસ.

*

પ્રભુએ તો સરજેલું છે સુખ
મન મનનું ખોળી લે છે દુઃખ
નિશા કુસુમ સરે શાંત શાંત,
તેમ જોગી બોલ્યા શબ્દકાંત,

*

આગળ પાછળ ચાલ્યા બેય,
ઝાંપો ઉઘાડી પેઠા છેય,
અન્ય સઉ પડયા નિદ્રામાં મેળે.
રાત વાધી વંઠેલા ખેલે.

*

તેવે સમે જાગે જોગીરાજ,
ધીમે તાપે કરે સ્વયંપાક,
તપે અંગારા એકાંત શાંત,
રંગ આપતો મંદ પ્રકાશ.

*

ધીમે ધીમે બળે છે કાષ્ટ,
ધીમે ધીમે બોલે એનો તાપ,
બોલે તોરી બરાઈ ભીંત માંહ્ય,
દોડે અહિંતહિં ભોલે માર્જાર,

*

દ્વાર વાગે વાંસળી સમો વાય,
પહોર રાતના આલ્યા જાય,
જોગી આ સઉ શાંતિ ઝીલે છે,
શાંત વાતો કરતા ખીલે છે.

*

ધીમુ ધીમું બોલેને હસાવે,
થાકેલાનો થાક નસાડે,
કથા ગોષ્ટિ કાંઇ કાંઇ કાહાડે,
બોધ આપે ને શાંતિ પમાડે,

*

અન્ન મધુરૂં જમે ને જમાડે,
એપર અતિથીને રૂચી કરાવે,
પંથી ખાધું ન ખાધું કરે છે,
પંથી શુશ્રયું ન શુશ્રયું કરે છે.

*

ઉંડા વિચારમાં પડી જાય,
ગળે ઉતરે છે આંસુની ધાર;
એની દેખી દશા એવી જોગી,
દયા આણી થયા દુઃખ ભોગી,

*

અન્ન પડતું મુકી પાસે આવ્યા,
ફરી ફરી વળી પૂછવા લાગ્યા,
બોલ બેટા તને શું થાય,
ત્હારે હઇયે પડયો શેનો ઘાય.

*

ઘરનો વૈભવ તજી અહિં આવ્યો,
ઓછું આવ્યું કે કોઇએ કહાઢયો,
દગો દીધો મીત્રે શું ભાઇ,
મળી કઠણ હૃદયની શું નારી.

*

બેટા વાત વીચાર તુ સાચી,
માયા સંસારની બધી કાચી,
કહાવે લક્ષ્મિ તો ચંચળ નારી,
ન્હાસી જાય દઇ હાથ તાળી.

*

સુખ એનું કરે ચમકાર,
જોતાં જોતાં થાય અંધકાર,
સુખ એનું તો મૃગજળ જેવું,
થતાં સમીપ પડે ખોટું એવું,

*

મીત્રતામાં એ મળે નવ કાંઇ,
એતો સ્વાર્થની છેજ સગાઇ,
એના નામે ભુરકાય તે ભોળા,
એને વિશ્વાસે રહે તેતો રહોળા.

*

લક્ષ્મિને કીર્તિ જયાં જયાં જાય,
છાયા જેવા મીત્રો પૂઠે થાય,
જે એ છાયાને ઝાલવા જાય,
ઘસે હાથને ખત્તા ખાય.

સોની પ્રીતિતો એથી એ ખોટી,
મોહજાળ નાખે જોતી જોતી,
જાળ નાખે જોતામાં ફસાવે,
ફાવે ત્યાંજ એ ધુત્કારી નાખે.

*

કહાવે અબળા ને નરને નચાવે,
ગોરી ગુમાનભરી પછી રાચે,
નરના દુઃખની મશ્કરી કરતી,
નારી પ્રીતિ ખરી નવ ધરતી.

* *

પ્રીતિની હુંફ પંખી ધરેકો,
સુર લોકમાં હોઠે નહિ હો,
પ્રીતિને નામે સળગાવી આગ,
નારી નરને કરે છે ખાખ.

*

મોહમાયાને જોગણી કહાવે,
નારી નરને ન જંપી સુવાદે.
બેટા શાને વેઠવી એની શુળો,
એની પ્રીતિમાં મુકની પૂળો.

*

જોગી બોલતો ઉશ્કેરાય,
પંથી સાંભળતો શરમાય,
નીચું જુવેને ડસડસી રૂવે,
ગાલે નારંગીનો રંગ ચુવે.

*

વ્હાણે નાજુક વાદળી ચાલે,
રંગ ઉજળા પળેપળ ફાલે,
સુંદરતાના લલિત ચમકાર,
અંગે ફિઠતા તેવા જણાય.

*

જોગી જુએ છે આભો બને છે.
પન્થિ નવો નવો વેષ ધરે છે,
આંખો ચંચળ થઇ ચળકે છે,
ઓઠ કુંપળો પેઠે ઉઘડે છે.

*

પન્થિ સુંદરી રૂપ થઇ જાય,
જોગી ભડકે ઉંચો નીચો થાય,
હાથ જોતી રોતી બોલી બાળા,
ક્ષમા કરજો મને યોગીરાજા.

*

જગ પાવનને નિર્વિકાર,
શાંત દાંત વસો જોગીરાજ,
એવા દિવ્ય આશ્રમની માંહ્ય,
પગ મૂકયા પાપણીએ આજ.

*

તમ દર્શનનો અધિકાર,

નથી જેને એવી હું છું નાર.

*

ક્ષમા કરજો મને યોગીરાજ,

કહી દઉં મારા વિતકની વાત,

શુણી અબળા તણા અપરાધ,

કૃપા કરજો અહો કૃપાનાથ.†

*



---

† આ પછીની બાકીની અધુરી રહેલી આ રસીલી કવીતાની નવી
મી. રચના દેશભકતે પુરી કરી સાહિત્યરત્નમાં છપાવી છે.

" Easy it might be to render word by word it is difficult sometimes impossible to render thought by thought."

Max Muller.

" શબ્દે શબ્દનું ભાષાંતર કરવાનું સરળ હોય પરંતુ એક ભાષાની વિચારશ્રેણી અન્ય ભાષામાં ઉતારવાનું કાર્ય મુશ્કેલ અને કેટલેક પ્રસંગે ન બનવા જેવું છે. "

પ્રો મેક્સ–મુલર.

( શીખરણી. )

"નથી વસ્તુ કોઇ સરસ નરસી પ્રકૃતિ ગુણે,
નઠારા સારાની સમજ રહી છે ગ્રાહક ઉરે;
વિયોગી દુઃખીના હૃદય તણો અંગાર સગડી,
ભલા સંયોગીથી અતિ સુખદ તે ચંદ્ર રજની."

સંસ્કૃતમાંથી ભાષાન્તર.



( આ શુદ્ધિ પત્ર અનુસાર પ્રથમ સુધારા કરી વાંચવા ભલામણ છે. )

# શુદ્ધિ પત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| (૧૧) | ૧૬ | ।ધમા | ક્રોધમાં |
| ૮ | ૨૩ | સાચનો | સાથનો |
| ૧૪ | ૬ | માંહિ | માંહી." |
| ૧૬ | ૧૦ | કરવા ખાસ | કરવા મારે ખાસ |
| ,, | ૨૪ | રાહત | રહિત |
| ૧૭ | ૧ | સેજ ઇચ્છા | સ્હેજ પણ ઇચ્છા |
| ,, | ૧૭ | સુંદરતા તે | સુંદરતાને |
| ,, | ૨૨ | ચાટે | ચૌટે |
| ૨૩ | ૧૨ | દેવદાવું છં | દેવડાવું છું |
| ,, | ૨૧ | ભુલક્ષમીએ | ભુલક્ષ્મીએ |
| ૨૭ | ૧૨ | વાતની | વાતથી |
| ૨૮ | ૧૧ | શોરછત્રી | શિરછત્ર |
| ,, | ૧૪ | કેક | કેમ |
| ૩૧ | ૮ | આવવાનો કે કેમ | આવવાનો; કેમ |
| ૩૩ | ૨૦ | છુપાવશે | છૂપાવાશે |
| ૩૪ | ૮ | ખતામાંથી | ખાતામાંથી |
| ૩૫ | ૧૮ | સાફ બોલ | સાફ બે બોલ |
| ૩૬ | ૨૪ | મ.ગો | માગે |
| ૩૮ | ૨૨ | હં | હું |
| ૪૨ | ૧૬ | તયાર | તયાર |
| ૪૩ | ૬ | અવા | એવા |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૦ | ૩ | સત્કર | સત્કાર |
| ,, | ૨૩ | વીધે | લીધે |
| ,, | ૨૪ | સુમાર ....ણ | સુમારે....પણ |
| ૫૨ | ૭ | આચણા | આપણા |
| ,, | ૨૧ | વિન | વિના |
| ૫૮ | ૨ | ગ્રહસ્થોને, | ગ્રહસ્થો; |
| ૬૦ | ૫ | ઘરની માલીક | ઘરના માલીક |
| ,, | ૧૮ | માયળુપણું | માયાળુપણું |
| ૬૩ | ૬ | જાણાય | જણાય |
| ૬૪ | ૮ | મઆપ | અપાય |
| ૭૧ | ૮ | તમારે | તમારૂ |
| ૭૪ | ૨૨ | ભુક્ષ્મી | ભુલક્ષ્મી |
| ૭૫ | ૧૦ | મિત્ર | મિત્ર |
| ૭૯ | ૫ | બાઈ છે | બાઈ છે – |
| ૮૨ | ૭ | ગયો | ગયો....” |
| ,, | ૧૯ | સુરભી | સુરભિ |
| ૮૫ | ૪ | શ્રીમતી | શ્રીમાન |
| ૮૬ | ૨૨ | કર ાર | કરનાર |
| ,, | ૨૪ | મત્ર | મિત્ર |
| ૮૭ | ૧ | મત્ર | મિત્ર |
| ,, | ૬ | શ્રીમાન | શ્રીમાન |
| ,, | ૯ | અથ | અર્થ |
| ,, | ૧૩ | કે | કે એ |
| ,, | ૨૨ | રવિકારતી | રિવકારતી |
| ,, | ૨૫ | ત ફ | તરફ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૦ | ૫ | શ્વસ્ટ | શ્રષ્ટ |
| ૯૫ | ૧૮ | આવે. | આવો. |
| ,, | ૨૨ | ’ડી ! | હુંડી ! |
| ૯૬ | ૯ | પડા | પેડાં |
| ૯૮ | ૧૨ | બહારને | બહારનો |
| ,, | ૧૯ | અ હી | અહિં |
| ૧૦૧ | ૧૯ | તતૌર | તયાર |
| ૧૦૨ | ૮ | લજ | ભૂલજ |
| ,, | ૧૩ | સાંભલો | સાભળો |
| ,, | ૧૭ | સાંભળશે | સાંભળશો |
| ,, | ૧૮ | સુદ્દા | વસુદ્દા |
| ૧૦૩ | ૨૧ | પ - ણ્યો | પરણ્યો |
| ૧૦૪ | ૧૧ | પ્રયેજન | પ્રયોજન |
| ૧૦૫ | ૧૧ | વત્તિ | વૃત્તિ |
| ૧૦૬ | ૮ | ખત | ખંત |
| ,, | ૧૮ | હતભાચીએ | હતભાગીએ |
| ,, | ૨૦ | તથારા | તમારા |
| ૧૦૮ | ૧૮ | કહે એ | કહેવું એ |
| ,, | ૨૪ | જોઇએ | જોઇએ કે |
| ૧૦૯ | ૨૪ | વનાજ | વિનાજ |
| ૧૧૦ | ૧ | અપમાવ | અપમાન |
| ૧૧૨ | ૧૮ | ચોઢાવનાર | ડાચું ચોઢાવનાર |
| ૧૧૫ | ૧૮ | દઢ | દ્રઢ |
| ૧ | ૨ | ગોલ્ડસ્મીથના | ગોલ્ડસ્મીથની |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૩ | પંચાકી | પંચાંકી |
| ૨ | ૧૧ | ગેજ્યુએટ | ગ્રેજ્યુએટ |
| ૬ | ૮ | ભાષા | ભાષામાં |
| ,, | ૧૨ | સંકલાના | સંકલનાના |
| ૯ | ૧ | તનો | ભૂતનો |
| ૧૬ | ફુટ નોટ | મી. રચના | રચના મી. |

આ શિવાય અનુંસ્વાર, હ્રસ્વ દીર્ઘ, તથા બીજા ચિન્હોની જે જે ઠેકાણે ખામી જણાય તે સુધારી વાંચવા વિનંતિ છે

